

# આદર્શ પુરૂષ

યાને

## ગુરૂ મેળવવાનો માર્ગ.



મ. ન. દોશી.

મારા ગુરૂદેવને

પૂર્ણ ભક્તિ અને આભારની લાગણી
સાથે આ તેમના ચરણકમળ
ભણી લેઇ જનારૂં પુસ્તક
અર્પણ કરી ઋણનો
અલ્પાંશ અદા
કરૂં છું.

મ. ન. દોશી.



# પ્રસ્તાવના.

આ પુસ્તક હાથમાં લેતાંજ વાંચનારના મનમાં કેટલાક પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે. ગુરૂઓ કોણ? તેમનાં લક્ષણ શાં છે? અને તેમને મેળવવાને શા સારૂ મનુષ્યોએ પ્રયત્ન કરવો જોઇએ? અર્થાત્ ગુરૂપ્રાપ્તિનો હેતુ શો?

આ પ્રશ્નો વ્યાજબી છે, અને પ્રસ્તાવનામાં તત્સંબંધી જે કાંઇ કહેવામાં આવે તે ઉચિતજ ગણાશે.

જેમને આપણે ધર્મ સંસ્થાપકો તરીકે માનીએ છીએ, તેવા મહાન્ પુરૂષો ધર્મને સ્થાપી ચાલી ગયા નથી; ધર્મ સ્થાપનાની સાથે તેઓનાં કર્તવ્યનો અંત આવ્યો નથી. હાલ પણ જગતના ઉદ્ધારમાં કામે લાગેલા, તેવા મહાન્ ગુરૂઓ વિદ્યમાન છે. એવો એક પણ સમય નહતો કે જ્યારે તેઓ ન હતા. લોકોની બેદરકારીને લીધે તેઓ ઘણી વખત ગુપ્ત રહી પોતાનું જગતની સેવાનું કામ કર્યાજ કરે છે. પણ તેઓ વિદ્યમાન છે, તેમાં તો શંકા નથી. તેઓને હિંદુઓ જીવન્મુક્ત તરીકે જણાવે છે. તેઓને મુક્તિ મળેલી છે, છતાં તેઓ સ્થૂલ શરીર ધારણ કરી પૃથ્વીના સંબંધમાં જગતના જીવોના લાભાર્થે વસે છે. તેમને વિષે શ્રીમત્ શંકરાચાર્યે વિવેકચૂડામણિમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કેઃ—

**शान्ता महान्तो निवसन्ति सन्तो वसन्तवल्लोकहितं चरन्तः**
**स्वयं तीर्णा भीमभवार्णवं चाहेतुनान्यानपि तारयन्तः ॥**
**अयं स्वभावः स्वत एव यत्परश्रमापनोदप्रवणं महात्मनाम्**
**सुधांशुरेव स्वयमर्ककर्कशप्रभाभितप्तामवति क्षितिं किल ॥**

વસન્ત ઋતુની માફક જગતનું હિત કરનારા શાન્ત મહાત્માઓ વસે છે તેઓ જાતે ભયંકર સંસાર સમુદ્ર તરી ગયા છે, અને નિષ્કારણ બીજાઓને તારે છે. સૂર્યના સખ્ત તાપથી તપેલી પૃથ્વીને શાન્ત કરવી એ ચંદ્રનો સ્વભાવ છે, તેમ પારકાના શ્રમને દૂર કરવા તત્પર થવું એ મહાત્માઓનો સ્વભાવ છે.

આવા મહાત્માઓને બુદ્ધ ધર્મમાં બોધિસત્ત્વ તરીકે ઓળખવામાં આવ્યા છે. જેઓ નિર્વાણ પ્રાપ્ત કર્યા પછી પણ નિર્વાણનું સુખ છોડી જગતના હિતાર્થે સ્થૂલ શરીર ધારણ કરી પૃથ્વીના સંબંધમાં વસે છે, તેઓ બોધિસત્ત્વ કહેવાય છે.

જૈન લોકો આવા મહાત્માઓને વિહરમાન તીર્થંકર તરીકે ઓળખે છે. હાલમાં પણ મહાવિદેહ ક્ષેત્રમાં આવા વીસ અર્હતો વિચરે છે, એવી જૈન માન્યતા છે. અત્યારે પણ તે મહાન્ ગુરૂઓ વિદ્યમાન છે અને આપણને નિરાધાર સ્થિતિમાં મૂકીને ચાલી ગયા નથી એ વિચાર કેટલો બધો પ્રોત્સાહન આપનારો છે? તેવા ગુરૂઓ જગત્ સેવાના કામમાં સહાયભૂત થાય તેવા મનુષ્યોને શિષ્યો તરીકે સ્વીકારે છે, માટે તેવા ગુરૂના સંબંધમાં આવવાને કયા ગુણોની આવશ્યકતા છે, તે આ પુસ્તકમાં ચર્ચવામાં આવ્યું છે. ગુરૂઓને ઓળખવાને અને તેમનો પ્રસાદ મેળવવાને કેવા અધિકારની જરૂર છે, તેનું સવિસ્તર વર્ણન અહીં કરેલ છે.

જૂદાં જૂદાં શરીરો—જેવાં કે સ્થૂલ શરીર, વાસના શરીર, માન-

સિક શરીર, કારણ શરીર વગેરે–ની શુદ્ધિ કરવાને શું કરવું જોઇએ તે બતાવવામાં આવ્યું છે.

મનને કેવી રીતે કેળવવું, તેનો વિકાસ કેમ કરવો તથા તેને સંયમમાં કેમ રાખવું, તેને સાધન તરીકે કેમ વાપરવું વગેરે મનના વિકાસ અને સંયમના સંબંધમાં અનેક બાબતો સવિસ્તર ચર્ચવામાં આવી છે.

તે પછી ગુરૂ પ્રાપ્તિના ઉમેદવારમાં જોઇતા ગુણોનું વર્ણન કરેલું છે. જે મનુષ્યો થોડા જન્મોમાં અનેક જન્મોનું કામ કરવા ઇચ્છા રાખતા હોય, અને તેવી ઇચ્છા પાર પડે તે માટે જોઇતી કિંમત આપવા તત્પર હોય, તેવા પુરૂષો જ આ અસ્ત્રાની ધાર જેવા દુર્ગમ માર્ગે ચાલી, ગુરૂને મેળવી, ઇષ્ટ સિદ્ધિ કરી શકે.

બીજાઓ પણ ધીમે ધીમે આ માર્ગમાં આગળ વધી શકે. આ માર્ગની શરૂઆત **સેવાથી** થાય છે. અને આ માર્ગનો અંત પણ **વિશેષ સેવામાં** આવે છે. તે સેવાવૃત્તિ આ પુસ્તક વાંચવાથી જાગ્રત થાય અને વાંચનાર પોતાના કર્તવ્યના પ્રદેશમાં યથાશક્તિ યથામતિ સ્વાર્થનો ભોગ આપી પરહિતમાં તત્પર થાય તો આ પુસ્તક લખવાનો હેતુ સફળ થયો એમ આ લેખક માનશે.

**વિદુષી એનીબીસેન્ટ** જેમનું નામ જગહિતકારી કાર્યોથી, સતત ઉપદેશથી અને પવિત્ર જીવનથી સુપ્રસિદ્ધ છે, તેમનાં રચેલાં અનેક પુસ્તકોના આધારે આ પુસ્તક લખવામાં આવ્યું છે. આ પુસ્તકના વિચારોનો સઘળો યશ તે મહાન્ વ્યક્તિને છે. આ લેખકનું કામ તો યોગ્ય ગોઠવણી અને અનુવાદમાં સંપૂર્ણ થાય છે. માટે આ સ્થળે તે પરોપકારપરાયણ, શાન્ત અને પવિત્ર મૂર્તિનો અંતઃકરણથી આભાર માનું છું.

રતનપોળ, **અમદાવાદ.**
આસો વદી ૭ સં. ૧૯૬૯.

**મ. ન. દોશી.**

# सेवाधर्मनी भावना.

**મન્દાક્રાન્તા છંદ.**

ચાલો મિત્રો ! પરહિતતણાં કામ આજે કરીશું,
દુઃખી જે જે નજર પડતાં, દુઃખ તેનાં હરીશું;
શાન્તિ દેવા જિગરબળથી સ્વાર્થનો ભોગ આપી,
રૂઝાવીશું હૃદય વ્રણને દુઃખના હેતુ ટાળી. ૧
આંસુડાં જે નયન ઝરતાં લુછીશું નિજ હસ્તે,
સિંચીશું ત્યાં પ્રણય બળની વારિ ધારાજ પ્રીતે;
શોકે ડુબ્યું વદન નિરખી શાન્તિ તેને દઇશું,
નિમિત્તે જે ઉદ્‌ભવ થયો નાશ તેનો કરીશું. ૨
અજ્ઞાનીના તિમિર પટનો ભંગ કરૂવા નિમિત્તે,
વિદ્યાનાં જે પ્રબળ કિરણો ફેંકીશું શુદ્ધ ચિત્તે;
દેખી જીવો બળહીન જગે ધીરીશું વીર્ય ખંતે,
જેથી તેઓ ધીરજ ધરીને ચાલશે યોગ્ય પંથે. ૩
લોકોમાંહે નિરખી અશુચિ દ્વેષ તો ના ધરીશું,
દૃષ્ટાંતેથી શિખવી શુચિતા મેલ જલ્દી હરીશું;
જ્યાં જ્યાં જેવી જરૂર પડતી સેવનાની અમારી,
ત્યાં ત્યાં તેવી અમ હૃદયતો આપશે સેવ ભારી. ૪
'સેવા,' 'સેવા,' અવનીતલમાં ધર્મ બીજો ન જાણું,
સેવા ! સેવા ! રટણ કરીને કાર્યમાં તેજ આણું;
સેવાનો છે વિકટ પથતો તોય તેને ગ્રહીશું,
પ્રાણો સેવા કરી સુગુરુના માર્ગમાં વિચરીશું. ૫

**મણિલાલ ન. દોશી.**



# આદર્શ પુરુષ.

હજારો અને લાખો વર્ષ અગાઉ જે વાક્ય બોલાયું હતું, તે વાક્ય તે સમયે જેટલું ઉપયોગનું હતું તેટલુંજ આજે પણ ઉપયોગનું છે. કઠોપનિષદ્‌માંનું તે વાક્ય એવું છે કે, "**उत्तिष्ठत, जाग्रत, प्राप्य वरान्निबोधत**" "ઉઠો ! જાગ્રત્ થાઓ ! મહાન્ ગુરૂઓને શોધી કાઢો અને જ્ઞાન મેળવો." તે જ સંદેશો થીઓસોફીકલ સોસાયટીએ સર્વત્ર પહોંચાડવાનો છે. ગુપ્ત જ્ઞાનનો માર્ગ ખુલ્લો મૂકવો, પ્રાચીન પુસ્તકોમાં જણાવેલા તરવારની ધારપર ચાલવા જેવા દુર્ગમ અને સાંકડા માર્ગની લોકોને ખબર આપવી, આદર્શ પુરૂષની—મહાત્માની સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે તે જણાવવું, અને આત્માની સંપૂર્ણ શક્તિઓનો કેવી રીતે વિકાસ કરવો તે નિવેદન કરવું એ તેનું કર્તવ્ય છે. ગુપ્તજ્ઞાનનો રસ્તો આંગળીથી બતાવનારાઓની ઘણા સૈકાથી ખોટ પડી હતી. પ્રાચીન પુસ્તકોમાં કહેલું છે કે, આ માર્ગ સાંકડો અને અસ્ત્રાની ધાર જેવો છે. ક્રાઇસ્ટે પણ કહ્યું છે કે 'Straight is the gate and narrow is the way, that landeth unto *life* and few there be that find it." "જીવન તરફ લેઇ જનારો દરવાજો તો સિધો છે, પણ માર્ગ સાંકડો છે, અને ઘણાજ થોડા મનુષ્યો તે શોધી કાઢી શકે છે." આ બધા સૈકાઓમાં માર્ગ કાંઇ બંધ કરવામાં આવ્યો ન હતો; જેઓ ગુપ્ત જ્ઞાનના મંદિર આગળ જઇ બારણાં ઠોકી શકે, તેમને વાસ્તે દીક્ષાનાં દ્વાર સર્વદા ખુલ્લાં જ હતાં. 'ઠોકો એટલે ઉઘડશે, શોધો એટલે જડશે.' એ વાક્ય રહસ્યપૂર્ણ છે. પ્રાચીન હિંદુ-

સ્થાનમાં જ્યારે મુમુક્ષુવૃત્તિ વધારે પ્રમાણમાં જાગ્રત્ હતી, જ્યારે **મહાન્ ગુરૂઓ** આવીને વારંવાર પૃથ્વીપર વસતા હતા, રાજાની સભાઓમાં આવતા હતા, સામાન્ય મનુષ્યોના માર્ગમાં ચાલતા હતા, અને થોડો સમય શહેરની પાસેના જંગલમાં વાસ કરતા હતા, ત્યારે તેમના શિષ્યો તેમની આસપાસ એકઠા થતા હતા, અને તે ગુરૂઓ તેમને બોધ આપતા હતા. લોકોમાં ઉપર જણાવ્યા પ્રમાણે તે સમયે શિષ્યવૃત્તિ વિશેષ પ્રમાણમાં હતી; તે સમયે મનુષ્યો સારી રીતે સમજતા હતા કે, જો કે આ **સ્થૂલ** જીવનને લગતાં આપણે કેટલાંક કામો કરવાનાં છે ખરાં, કેટલીક ફરજો અદા કરવાની છે ખરી, જો કે મનુષ્યે બ્રહ્મચર્યાશ્રમ પાળ્યા પછી ગૃહસ્થાશ્રમમાં દાખલ થઈ તેને લગતી કેટલીક ફરજો બજાવવાની છે ખરી, **તોપણ** મનુષ્યના જીવનનાં કર્તવ્યો કાંઇ તેટલામાં **સમાપ્ત થતાં નથી.** બ્રહ્મચર્યાશ્રમ અને **ગૃહસ્થાશ્રમના** ધર્મ બરાબર પળાયા એટલે મનુષ્યજન્મની સફળતા થઇ ગઇ, એમ તેઓ માનતા ન હતા. બીજા આશ્રમો જોઇને તેઓ સમજી શકતા કે મનુષ્યના જીવનનાં છેલ્લાં વર્ષો ગૃહજંજાળથી મુક્ત દશામાં ગાળવાં જોઇએ; જ્યારે **ગૃહસ્થાશ્રમને** લગતા ધર્મ અદા કરવામાં આવી ગયા, ત્યારે **ઉચ્ચ જીવનને** વાસ્તે તૈયારી કરવી જોઇએ; અને જીંદગીનો છેવટનો સમય કેવળ નિઃસ્વાર્થ બુદ્ધિથી **જનસેવા** કરવામાં પસાર થવો જોઇએ. ખરેખર તેવોજ મનુષ્ય **ખરી** સેવા બજાવી શકે છે; કારણ કે પોતાને વાસ્તે તે કોઇ પણ પ્રકારની અભિલાષા રાખતો નથી. જો કે પ્રાચીન સમયમાં આવી ઉચ્ચ ભાવના કાંઇ **સર્વથા** અમલમાં મૂકાતી ન હતી, છતાં આવી ઉચ્ચ ભાવના **હયાત** હતી તે તો ચોકસ છે.

પાશ્ચાત્ય પ્રદેશોમાં, ઇજીપ્તમાં, ગ્રીસમાં, રોમ વગેરેમાં, ઉચ્ચ પ્રકારના ઉમદા જીવન, સેવાધર્મ અને દીક્ષાને લગતા ઘણા ઇસારા

નજરે પડતા. ગુપ્ત મંડળોમાં મનુષ્યો જીવન અને મરણનું રહસ્ય શિખતા હતા, અમરત્વની સત્યતા જાણતા હતા. "સ્થૂલ શરીરમાં રહેલો મનુષ્ય અમર આત્મા છે, અને જે મનુષ્ય જાણવાને સમર્થ હોય, કામ કરવાને દઢ મનનો હોય, હિંમત ધરવાને બહાદૂર હોય અને મૌન રાખવા જેટલી વિવેક શક્તિવાળો હોય તેવો મનુષ્ય પૂર્ણતા પ્રાપ્ત કરી શકે," એ પણ તેઓની જાણ બહાર ન હતું. તે વખતમાં તે ગુપ્ત મંડળોમાં શિષ્યો હતા. પૂર્ણતા એ તેમનો ઉદ્દેશ હતો, અને પૂર્ણતા પ્રાપ્ત પણ થતી હતી. ઇજીપ્ત તથા ગ્રીસમાં મુમુક્ષુના માર્ગના પગથિયાં તરફ નજર કરીએ છીએ, ત્યારે એમ સ્પષ્ટ જણાય છે કે, મુમુક્ષુનો માર્ગ ચોખ્ખો બતાવવામાં આવ્યો હતો, અને દીક્ષાનાં દ્વાર પણ યોગ્ય અધિકારીઓને વાસ્તે ખુલ્લાં હતાં.

મનુષ્ય જ્યારે નગરવાસીને યોગ્ય ગણાતા સદ્‌ગુણો મેળવી રહે, સર્વ પ્રકારના અશુભ વર્તનથી દૂર રહે, ધર્મના માર્ગે ચાલવાનું શિખે, અને આ પ્રમાણે 'ભલો મનુષ્ય' એ નામને પાત્ર થાય,–કે જે પાત્રતા પ્રથમનું અને જરૂરનું પગથિયું છે–ત્યારે તે ભલો મનુષ્ય ઇશ્વર થવાને લાયક થયો એમ શું ગ્રીકધર્મના પુસ્તકોમાં નથી કહેવામાં આવ્યું?

ફક્ત થોડાજ સૈકાપર, ઐતિહાસિક સમયમાંજ, મનુષ્યની દૃષ્ટિ આગળથી આ રહસ્ય વિદ્યા ખેંચી લેવામાં આવી હતી; અને આમ કરવાનું કારણ ફક્ત શિષ્યોની તંગી સિવાય બીજું કાંઇ ન હતું. ખરા જ્ઞાનની ખામીનું મુખ્ય કારણ પણ તેજ છે. ગુરૂઓ કદાપિ શિખવવાને આનાકાની કરતા નથી, પણ શિષ્યો શિખવાની અરૂચિ બતાવે છે. પણ આ બાબતમાં આશ્ચર્યકારક, દુઃખકારક અથવા આપણી મનની શાંતિનો ભંગ કરે એવું કાંઇ નથી. મનુષ્યના ઉત્ક્રમનો માર્ગ ઘણો લાંબો અને વિકટ છે; અને સામાન્ય મનુષ્યો

એક પછી એક શક્તિ ખીલવતા ધીમે ધીમે આગળ વધે છે, અને જો થોડા વખત સુધી શાશ્વત સત્યો ઉપર પડદો નાખવામાં ન આવ્યો હોત તથા પાશ્ચાત્ય પ્રજાના શિક્ષણને સારૂ ધર્મના ફક્ત બાહ્ય આકારો અને સિદ્ધાંતોજ માત્ર રહેવા દીધા ન હોત તો મનુષ્યનું વસ્તુવિષયક ( Concrete ) મન આટલે દરજ્જે વિકાસ પામી શક્યું ન હોત.

ઉપર જણાવવામાં આવ્યું છે કે, માર્ગ બંધ કરવામાં આવ્યો ન હતો, કોઇ રડયાખડયા પુરૂષો તે માર્ગે ચાલતા હતા. પણ ગુપ્ત રહસ્યો (Mysteries) પાછાં ખેંચી લીધાં ત્યાર પછી મનુષ્યજાતિની પૂર્ણ સ્થિતિ તરફ લેઇ જનાર પવિત્રતાના માર્ગને બતાવનારૂં પાટીયું જગતની દષ્ટિએથી દૂર થયું. હિંદુસ્થાનમાં મહાન્ ગુરૂઓ હયાત છે, એ હકીકત ચાલુ રહી, અને કોઇક કોઇક સ્થળે ખરા ભકતો–શિષ્યોને તેઓના ગુરૂ મળતા, તે શિષ્યો ગુરૂઓને ખંતપૂર્વક કરેલી સેવાથી અને ચાલુ પ્રયાસથી શોધી કાઢતા, અને તેમની સાહાય્યથી કોઇ કોઇ શિષ્યો તે પ્રાચીન માર્ગ શોધી કાઢી તે પ્રમાણે ચાલતા અને પૂર્ણતા પ્રાપ્ત કરતા હતા.

પણ જ્યારથી થીઓસોફીકલ સોસાયટી સ્થપાઇ ત્યારથી, આવી વાતો તરફ દુર્લક્ષ આપતા જનસમાજના કાનમાં " ઉઠો ! જાગ્રત્ થાઓ ! મહાન્ ગુરૂઓને શોધો અને જ્ઞાન મેળવો ! " એ વાક્ય પૂર્ણ જોસથી રેડાવા લાગ્યું.

પૂર્વમાં તેમજ પશ્ચિમમાં કેટલાંક ગુપ્ત મંડળો હતાં. ત્યાં શરૂઆતના પગથિયાંની દીક્ષા આપવામાં આવતી હતી. તે સ્થિતિમાં એક પછી એક શિષ્ય ઉચ્ચ માર્ગ તરફ પ્રયાણ કરતો હતો. પણ તે ગુપ્ત મંડળો જડવાં બહુ મુશ્કેલ હતાં, અને કદાચ જડે તો તેમાં દાખલ થવું વિશેષતર મુશ્કેલ હતું. અને જો કે વખતોવખત આપણે તેની

નિશાનીઓ જોઇએ છીએ, જો કે કેટલીક વાર એવાં નામો સાંભળવામાં આવે છે કે જે સત્યના સુચક હોય છે, છતાં મનુષ્યજાતિનો મોટો ભાગ તો આ બાબત સંબંધી કાંઇ પણ જાણતો ન હતો. તથાપિ તે રહસ્યોને જાળવનાર એક બાહ્ય આકાર હજુપણ જોવામાં આવે છે. આંતરીક સત્યના બાહ્ય દેખાવ અને સાંકેતો (Symbology) તેમાં જોવામાં આવે છે. મેસોનીક ભ્રાતૃમંડળ, જે ઘણા સૈકાથી ચાલ્યું આવ્યું છે, તે જૂના રહસ્યોનું છેલ્લામાં છેલ્લું હયાત મંડળ છે. જ્ઞાનમાં નહિ પણ સાંકેત રૂપે, આંતર્ અર્થમાં નહિ બાહ્ય આકારમાં, પૂર્વ કાળની રહસ્ય વિદ્યાઓનું છેલ્લામાં છેલ્લું હયાત સાક્ષીરૂપ તે મંડળ છે. જે શબ્દો બોલનારા પણ ભાગ્યેજ તેનો અર્થ સમજી શકતા હશે તેવા શબ્દો કર્ણપરંપરાએ બોલવામાં આવે છે; પણ જેને આ બાબતનું **જ્ઞાન** છે તેને મન તેમાં **વિશાળ** અર્થ રહેલો છે; તે ઉપરથી તેનું **મૂળ** જણાય છે, અને કયા કયા સત્યનું રક્ષણ કરવાને તે સંકેત વપરાતા હતા, તે પણ જણાય છે.

પણ જ્યારે મહાત્માઓના મંડળ (White Brotherhood) તરફથી ગુરૂની લાંબા વખત સુધી સેવા કરીને યોગ્ય થયેલાં હેલેના પેટ્રોના બ્લેવેટસ્કીને આ જગતપર મોકલવામાં આવ્યાં, અને જ્યારે તેમણે પણ પોતાના પ્રાચીન સાથી હેન્રી સ્ટીલ ઑલ્કોટને શોધી કાઢ્યા, અને જ્યારે તે બન્નેએ ભેગા મળી તે મહાત્માઓના મંડળના દૂત રૂપે **થી**ઑસોફીકલ **સોસાયટી**ની સ્થાપનાનું ભગીરથ કામ આરંભ્યું, અને જ્યારે ૧૯ મા સૈકાનાં છેલ્લાં વર્ષોમાં વધતા જતા જડવાદના સામે અધ્યાત્મ વિદ્યાની પુનઃ ઉદ્ઘોષણા કરી, અને યુરોપના લોકોનું મહાન્ અધ્યાત્મી હર્મીઝના રહસ્યો તરફ ધ્યાન ખેંચ્યું, અને જ્યારે હિંદુસ્થાનમાં લોકોનું લક્ષ બ્રહ્મવિદ્યા તરફ વાળ્યું, અને જ્યારે સોસાયટીમાં પણ તેવાં શિક્ષણોને લગતો ગુપ્ત વિભાગ સ્થાપવામાં આવ્યો;

ત્યારે પાછા તે શબ્દોની ઉદ્દઘોષણા શરૂ થઇ છેઃ " ઉઠો ! જાગ્રત્ થાઓ મહાન્ પુરૂષોને શોધી કાઢો અને જ્ઞાન મેળવો." મહાન્ ગુરૂઓ જગતમાં વિદ્યમાન છે, એ વાત ફરીથી જાહેર થઈ. તેઓ મળી પણ શકે છે, તે બાબત પણ પ્રસિદ્ધ કરવામાં આવી. જે દરવાજામાંથી પસાર થવાથી અંદરના દરવાજા ભણી લઇ જતો માર્ગ જોવામાં આવે તે બહારના દરવાજાનો માર્ગ પણ બતાવવામાં આવ્યો. આ રીતે પ્રાચીન ગુપ્ત માર્ગ કોઇ પણ પ્રકારની શંકા કે આનાકાની વિના બતાવવામાં આવ્યો. તે દિવસથી કેટલાકો 'મંદિરના બ્હારના ચોક'માં દાખલ થયા છે. વળી કેટલાકો 'મંદિરના અંદરના ચોક' સુધી પણ પહોંચ્યા છે; પછી કેટલાકો તેથી પણ આગળ વધીને 'મંદિરના ગર્ભદ્વાર'માં જ્યાં મહાન્ ગુરૂઓ દીક્ષા આપવાને ઉભાજ હોય છે, તે પવિત્રમાં પવિત્ર સ્થાનમાં પણ આવી પહોંચ્યા છે. પ્રાચીન રહસ્યોમાં સત્ય હતું, તેના સાક્ષીઓ અમારામાંથી કેટલાક છે, કારણ કે તેમને તે રહસ્યોની દીક્ષા મળી છે; અને દીક્ષાઓ ક્યાં મળે છે, તે તેઓ જાણે છે. અમે ત્યાં ગયેલા છીએ, અને અમે કોઇ પણ પ્રકારની શંકા વિના ખુલ્લા અને સ્પષ્ટ શબ્દોમાં કહીએ છીએ કે રહસ્યો છે, અને અમે જાણીએ છીએ કે તે છે; અને અમે તેને વિષે તમને કહી પણ શકીએ. અમે જાણીએ છીએ કે તે વિદ્યમાન છે, તે ઉપરથીજ કાંઇ તેમની હયાતી સિદ્ધ થતી નથી, પણ મહાત્માઓ સદાકાળને માટે વિદ્યમાન છે, અને તેઓ શિષ્યોને સ્વીકારે છે. અને આ બાબતો સાંભળેલી વાતોપરથી નહિ, પણ જ્ઞાનથી કહીએ છીએ; લોકોની ઉડતી વાતોપરથી નહિ પણ જાતિ અનુભવપરથી કહીએ છીએ. જગતના નાસ્તિક વાતાવરણમાં આ વાતની સત્યતા રજુ કરવાને મને મેડમ બ્લેવેટસ્કીએ આજ્ઞા કરી હતી. તેમણે મને કહ્યું હતું કે " જો કે લોકો તમને માને નહિ, છતાં જગતમાં જાઓ અને જાહેર કરો કે તમે ' દીક્ષિત શિષ્ય ' છો,

કે જેથી કરીને આપણે જે શાશ્વત સત્યો જાણીએ છીએ તેની તમે સાક્ષી પૂરી શકો." આ કારણને લીધે લોકોની નિંદા-ઉપહાસ્ય છતાં આ બાબતની સત્યતા વિષે બોલવામાં મેં કદાપિ પાછી પાની કરી નથી. સત્ય જણાવવા અને ઉપહાસ્ય સહન કરવા કોઇએ તો તૈયાર થવુંજ જોઇએ, કે જેથી ભૂતકાળમાં સત્યને જાણનારા પણ હાલમાં બાળક તરીકે અવતરેલા જીવો ભૂતકાળના જ્ઞાનનું જેથી સ્મરણ થાય તેવાં જાગૃતિનાં વચનો આ નવા શરીરોમાં સ્પષ્ટ રીતે બોલાતાં સાંભળી શકે.

જે મહાન્ ગુરૂના ચરણ, ઉઘડતા દરવાજાના ઉમરા ઉપર છે, તે ગુરૂના આ જગતમાં આગમનને માટે રસ્તો સરલ થઈ જાય, તે માટે આવી બાબતો જણાવવી એ જરૂરનું છે. આજ કારણથી તે રહસ્યોનો માર્ગ ફરીથી ખુલ્લો મૂકવામાં આવ્યો છે. આ જ કારણથી જ્યાં ત્યાં તે બાબતની જાહેરાતનાં વચનો બોલાય છે; અને પ્રાચીન સમયની માફક હાલમાં પણ તે માર્ગમાં દાખલ થવાનો રસ્તો બાહ્ય જીવનમાં જોવામાં આવે છે; મંદિરના બહારના ચોક તરફ લેઈ જનારો દરવાજો મનુષ્યોની દષ્ટિ આગળ ખુલ્લો મૂકવામાં આવ્યો છે.

તે બહારના દરવાજામાં થઇને આગળ વધનારમાં ક્યા ગુણોની જરૂર છે ? ક્યા હેતુથી મનુષ્ય તે દરવાજામાં દાખલ થવાની ઇચ્છા કરે ? કારણ કે જગતના મનુષ્યો જે શોધે છે, અને જેને વાસ્તે તલ્પે છે, તેવું કાંઇ પણ આ માર્ગમાં જડતું નથી. તેથી લોકોની પ્રશંસા મળતી નથી પણ નિંદા અને ઉપહાસ્ય મળે છે. તેથી ધન કે કીર્તિ કે પદવી મળતાં નથી, પણ નિષ્ફળતા, અડચણો અને દુ:ખ તે માર્ગપર મળે છે. જો આમજ હોય તો મનુષ્યોએ જગતની કીંમતી વસ્તુઓનો ત્યાગ કરીને જગતની દષ્ટિએ અનાકર્ષક એવી સાધ્ય વસ્તુ વાસ્તે શાસારૂ પ્રયત્ન કરવા જોઇએ ? ઉચ્ચ જીવનને વાસ્તે જે ગુણો

જરૂરના છે તેમાં શ્રીકૃષ્ણે વૈરાગ્યને મુખ્ય ગણ્યો છે, તે શબ્દો તરફ તમે વળો તો તરતજ તમે ઉપરની હકીકતનું કારણ સમજી શકશો. તે જણાવે છે કે "વિષયો શરીરમાં રહેનાર વૈરાગી આત્માથી દૂર નાસી જાય છે." અને જ્યારે પરમ અને સનાતન તત્ત્વ (પરમાત્મા) જોવામાં આવે છે, ત્યારે તે વિષયોની ઇચ્છા પણ સર્વથા નાશ પામી જાય છે. આત્માની ભવ્યતાનું-પરમાત્માના તેજનું જો એકવાર ઝાંખું ઝાંખું પણ દર્શન થાય, તો પછી જગતની સર્વ વસ્તુઓ બાળકને રમવાના પરપોટા સમાન લાગે અને એક નાની છોકરી પોતાના શરીરને નજીવા આભૂષણથી શણગારે તેના જેવાં જગતનાં સુખ તેને લાગે.

પણ જો આ વસ્તુઓમાં કિંમત જ ન હોય, તો જગતના મનુષ્યો શા સારૂ તેને મેળવવાને આટઆટલો પ્રયાસ કરતા હશે? જ્યારે તમને ધન મળે છે, ત્યારે તે ધનના ઢગલાની વચમાં પણ તમે ઉદાસી જણાઓ છો; જ્યારે તમને કીર્તિ મળે છે, ત્યારે પણ થોડા સમય પછી તમને ગમતું નથી અને તમારૂં હૃદય અસંતુષ્ટ રહે છે. જ્યારે તમને પદવી મળે છે ત્યારે લોકો તમારા તરફ ઈર્ષ્યા અને અદેખાઇથી જુએ છે અને જેમને તમે મદદ કરવાને ખુશી હો તેઓ પણ શંકાશીલ અને અવિશ્વાસી બને છે. આ પ્રમાણે **આ જગતના હરેક પુષ્પની પાછળ સર્પ વિંટાયેલો હોય છે.** બીજા હાથ ઉપર, સત્યનું અનુપમ સૌંદર્ય અને તે શાશ્વત વસ્તુનું (પરમાત્માનું) તેજ એટલું વિશાળ છે કે તેની આગળ આ જગતની વસ્તુઓનું આકર્ષણ જતું રહે છે, અને જગતની માયાની સત્તા તે શાશ્વત વસ્તુના તેજમાં રમતા મનુષ્યને અન્ધ બનાવી શકતી નથી.

ધારો કે તમારામાંથી કોઈ મનુષ્ય, જગતમાં વસવા છતાં પરમાત્માના તેજની ઝાંખી એક પળવાર પામી શક્યો છે, ધારો કે તમને જગતની કીમતી વસ્તુઓ ઉપર વૈરાગ્ય આવી ગયો છે, ધારો કે તમને

ઉચ્ચ દૃષ્ટિબિન્દુથી જોવાથી આ જીવન શૂન્ય લાગે છે; આવી સ્થિતિમાં બહારના દરવાજામાં દાખલ થવાને, તેમજ તે ગુપ્ત સાંકડા માર્ગે ચાલવાના ઉમેદવાર થવાને તમારે શું કરવું જોઇએ? તે દરવાજાને ઠોકવાનો ફક્ત એકજ માર્ગ છે, અને તે તમારા **જાતિબંધુઓની સેવા છે.** તે રીતે ઠોકવાથી દરવાજા આગળ ઉભેલા પ્રતિહારનું ધ્યાન ખેંચાય છે. જનસેવા એ એવો સાંકેતિક શબ્દ છે કે જે સાંભળવાથી દરવાન તરતજ દ્વાર ઉઘાડી નાખે છે. તમે કદાચ પૂછશો કે "પ્રાર્થનાનું શું? ધ્યાનનું શું? ધર્મની ધર્મની ક્રિયાઓ અને આચારોનું શું? નિવૃત્તિનું શું? ત્યાગી થઇને જંગલ કે ગુફામાં રહેનાર સંન્યાસીનું શું? તમે તો સેવા વિષે વાતો કરો છો, અને સેવા તો સંસારની પ્રવૃત્તિમાં થઇ શકે, અને તેમાં તો વિચાર કરવા પડે, શક્તિનો વ્યય કરવો પડે, અને સમય પણ જાય, સેવા તો મનુષ્યોની વચમાં રહીને કરવી પડે, ત્યારે પછી જનસેવા તે આ દરવાજામાં પેસવાનો માર્ગ શી રીતે થઇ શકે?"

તમે કહો છો એ ઠીક છે, છતાં **જનસેવા** એજ માર્ગ છે. જેમને અમે મહાત્માઓ કહીએ છીએ, તેઓએ મુક્તિ મેળવી છે, તે કારણથી તેઓ આળસુ, એદી કે સુસ્ત બેસી રહેતા નથી. જે જગતને તેઓએ પાછળ મૂક્યું છે તેના ભલાને વાસ્તે તેઓ નિરંતર કાર્ય કર્યાંજ કરે છે. મનુષ્યજાતિના કલ્યાણને અર્થે તેઓની પ્રવૃત્તિ ચાલતી જ હોય છે. પ્રજાઓ ઉપર જે ભારે બોજો આવી પડ્યો હોય છે, તેને ઓછો કરવાને અને લોકોનાં પગલાં શાન્તિના માર્ગ ભણી દોરવાને તેઓ પ્રયત્ન કરતાજ રહે છે. જો એમ ન હોત તો તેઓએ શા સારૂ શિષ્યો અંગીકાર કરવા જોઇએ? તેઓએ શા સારૂ આપણા જેવા નિર્બલ મનના, ચંચળ સ્વભાવના, બેદરકાર અને ઓછી શક્તિવાળા મનુષ્યોને શિષ્યો તરીકે અંગીકાર કરીને તેમની પાછળ હેરાન થવું

જોઇએ ? તેનું કારણ ફક્ત એટલુંજ છે કે તેઓ આપણામાં બીજાઓને મદદ કરવાની શક્યતા, આપણામાં મનુષ્યજાતિની સેવા કરવાની શક્યતા જોઈ શકે છે. ' Song of the Lord ' માં એક સ્થળે લખેલું છે કે, " Our forefathers seeking liberation were intent on the welfare of the people. " " મોક્ષને ઇચ્છતા આપણા પૂર્વજો **લોકોના કલ્યાણમાં** આતુર રહેતા." હાલમાં ધર્મના બાહ્ય સ્વરૂપમાં આ વાતને મોટે ભાગે વિસારી મૂકવામાં આવી છે. લોકોનાં કલ્યાણની દરકાર, નિર્બળોનું પોતાના બળથી રક્ષણ, નિરાધારોને આશ્રય-આવાં આવાં પરોપકારનાં કામોથી તે મંદિરના બ્હારના ચોકમાં અવાજ થાય છે, અને અંદર રહેનારા કહે છે કે " જુઓ ! બ્હાર કોઈ દરવાજો ઠોકે છે ! "

આ જૂનું શિક્ષણ જે મોટે ભાગે ભૂલી જવામાં આવ્યું હતું, તે, **થી**ઑસોફીકલ **સો**સાયટીના સંબંધમાં સત્ય પડ્યું છે. અમારામાં ઘણા સભાસદો છે કે જેઓ ઘણા સારા મનુષ્યો છે; તેઓનું જીવન નમ્ર, શાન્ત, જીતેન્દ્રિય અને વિચારશીલ હોય છે. તેઓ નિરંતર **પ**રમાત્માની પ્રાર્થના કરે છે, અને મનને **પ**રમાત્મા તરફ દોરવાને કલાકોના કલાકો ધ્યાનમાં પસાર કરે છે. તે છતાં વર્ષ પછી વર્ષ ચાલ્યું જાય છે, છતાં તેઓ બહુજ થોડા આગળ વધે છે. વર્ષ પછી વર્ષ ચાલ્યું જાય છે, છતાં તેઓ આ વિકટ માર્ગપર આગળનું પગલું ભરી શકતા નથી. તેઓ શરીરના મોજશોખપર જય મેળવે છે, તેઓ જગતની નજીવી વસ્તુઓની સ્પૃહા રાખતા નથી; પણ તેઓ સિપાઇઓની માફક આગળ વધ્યા શિવાય એના એ માર્ગપર રોન ફરે છે. આવી રીતે વર્તનારા અમારા સંખ્યાબંધ સભાસદોને હું ઓળખું છું. વળી બીજા એવા પણ છે, કે જેઓ બહુજ થોડી પ્રાર્થના કરે છે અને ધ્યાન પણ બહુ જૂજ કરે છે, છતાં તેઓ **જન સેવામાં**

પોતાની જાતને ભૂલી જાય છે; તેઓ આગળ વધે છે, અને શ્રી મહાન્ ગુરૂઓના ચરણે પહોંચી જાય છે. જેઓને બહારના ચોકના દરવાજા સન્મુખ આવવાની ઇચ્છા હોય અને તે દરવાજો ઉઘડે અને પોતે તેમાં દાખલ થાય એવી ઇચ્છા હોય, તેમને વાસ્તે ઉપરનો પાઠ ઘણો જરૂરનો છે.

દર રાત્રિએ તમારી જાતને આ પ્રમાણે પૂછો: "બીજાઓને વાસ્તે આજે મેં શું કર્યું છે?" પણ "શું હું આગળ વધું છું?" અથવા "ગયા વર્ષ કરતાં હું કેટલો આગળ વધ્યો?" એવા પ્રશ્નો કદાપિ પૂછતા નહિ. એક નાના બાળકે જમીનમાં બીજ વાવ્યું હોય તો, તે કેટલું ઉગ્યું છે તે જોવાને, વારંવાર તે રોપાને ઉખેડી કાઢે છે. તે પ્રમાણે તમે પણ 'હું કેટલો આગળ વધ્યો છું.' તે જોવાને તમારા જીવનના રોપાને વારંવાર ઉખેડતા નહિ. આનો અર્થ એજ છે કે, તમે તમારી જાતને મધ્ય બિન્દુમાં રાખી કુંડાળાની આસપાસ ભમ્યા જ કરો છો. આ રીતે તમે કદાપિ મુક્ત થઇ શકશો નહિ. તમે થાકી જાઓ અને કંટાળી જાઓ, ત્યાં સુધી તમે આ રીતે દોડયા કરો, છતાં તમે કદાપિ આગળ વધી શકશો નહિ. તમારામાંથી જે કોઇની પણ હૃદયની ઇચ્છા આ માર્ગે ચાલવાની હોય, તેણે પોતાના પંડને ભૂલી જતાં શિખવું જોઇએ. તમારા સંજોગોમાં તમારી આસપાસના મનુષ્યોભણી જોઇ દરરોજ એમ વિચારો કે "બીજાઓની સેવા માટે હું શું કરૂં?" આ પ્રશ્ન પૂછવાથી તમારી અંદર સેવાવૃત્તિ જાગ્રત્ થશે, અને તે સેવાવૃત્તિ જ તમને આ મંદિરના બહારના ચોકના દરવાજાભણી લેઇ જશે. "સન્સ ઑફ ઇન્ડીયા"– "હિંદુસ્થાનના પુત્રો" એ નામના વર્ગમાં દાખલ થનાર દરેક સભાસદને દરરોજ એક પરોપકારનું કામ કરવાની પ્રતિજ્ઞા લેવી પડે છે. જેને પરિણામે કેટલાક વખત પછી 'સેવાધર્મ' એ તેમનો

**સ્વભાવ** બને છે. **ત્યાં જ** તે દરવાજામાં દાખલ થવાનો માર્ગ છે. **પોતાની જાતને ભૂલી જવામાં, બીજાની સેવા કરવાનો પ્રયત્ન કરવામાં, તમારી આસપાસના વાતાવરણ (સંજોગો) ને સુધારવામાં અને તમારા જ્ઞાન તથા ભલમનસાઇનો તમારા સંબંધમાં જે જે પુરૂષ દિવસમાં આવે તેને લાભ આપવામાં આ 'સેવાધર્મ' રહેલો છે.** આ તદ્દન સાદું અને સામાન્ય સત્ય છે, પણ **મુક્તિનું રહસ્ય** તે શબ્દોમાં છે.

આ જગતના અંધકારરૂપી અરણ્ય તરફ જ્યારે કોઇ મહાત્મા દૃષ્ટિ ફેરવે છે, અને તે અંધકારમાં તેમની દૃષ્ટિ જેનાપર સ્થિર થાય તેવા કોઈ પ્રકારના સ્થળને શોધે છે, તે વખતે તેમની દૃષ્ટિ જે મનુષ્યના હૃદયમાં **સેવાનો પ્રદીપ** પ્રકટયો હોય છે, તે નાના દીપકપર ઠરે છે. અને તે દીપકમાં વૃદ્ધિ થવાની શક્યતા તે જોઇ શકે છે. પછી તેના દીપકમાં સાહાય્યનું તેલ તે રેડે છે, અને તે દીપક વધારે જોરથી બળવા લાગે છે, વધારે પ્રકાશિત થાય છે, અને આ પ્રકાશથી તેમના ચરણ ભણી જવાનો માર્ગ પણ ખુલ્લો જણાઇ આવે છે. મહાત્માઓ કે જેઓ પોતાના ગુરૂઓની સેવા કરે છે, અને જેઓ આપણા 'વડિલ બંધુ' ઓ હોવા છતાં પોતાને 'મનુષ્યજાતિના સેવકો' તરીકે માને છે, તેમની સમીપ જવાની જો તમારી ઇચ્છા હોય તો આ મહાન્ વાક્યનું સત્ય અનુભવવા પ્રયત્ન કરો કે "Let him that is chiefest among you, be as he that doth serve." **"તમારામાં જે સૌથી મુખ્ય હોય તેણે વધારે સેવા કરવી જોઇએ"** તે સેવાના માર્ગે જ તમે બહારના ચોકમાં આવી પહોંચશો. હજુ તમે પૂછશો કે "આમ કેમ?" તો તેનો જવાબ એજ છે કે, મહાત્માઓને ઘણું કામ કરવાનું છે, અને તેઓને તેવા કામમાં મદદગારની જરૂર છે. તેઓ બીજાઓને સુખી

કરવા ચાહે છે અને આ જગતમાંના જે મનુષ્યોદ્વારા તે સુખ વહે-વડાવી શકાય તેવી પ્રણાલિકાઓની તેમને જરૂર છે. જ્યારે તેમને સેવામાં આનંદ માનનારો અને પોતાના વિચાર અને બળથી બીજા-ઓને આનંદી બનાવતો કોઇ પુરૂષ જડી આવે છે, ત્યારે તેઓ તેનામાં આશિર્વાદો—શુભ વિચારના પ્રવાહો રેડે છે, અને તેનામાંથી તે બહાર વહે છે, અને મનુષ્યજાતિને વધારે લાભદાયી થાય છે.

ત્યારે હવે તમારા હવાઈ કિલ્લાને છોડી દો; જે લુખ્ખી અને નિરૂપયોગી પ્રવૃત્તિઓ જગતમાં કાંઇપણ સુધારો કરી શકતી નથી, અને જગતને હતું તેની તેજ સ્થિતિમાં પડી રહેવા દે છે, તેવી પ્રવૃત્તિ-ઓનો ત્યાગ કરો. સેવાની જરૂર છે એ બાબત જાગ્રત્ થાઓ. તમારા જાતિબંધુઓને મદદ કરવાને બળવાન્ બનો. એથી તમારી આંખો ઉઘડવા માંડશે, અને તમે તમારા મહાન્ ગુરૂને તમારી પાસે ઉભેલા જોશો. અને કદાચ, જે ગરીબ મનુષ્યને તમે મદદ કરી હોય તે ગરીબ મનુષ્યમાં, અથવા તો કોઇ દિલગીર મનુષ્યને તમે આશ્વાસન કે રક્ષણ આપ્યું હોય, તે દિલગીર મનુષ્યમાંજ તમે તે શાશ્વત ગુરૂનું રૂપ જોઈ શકશો. જેમણે ગરીબોને વસ્ત્ર આપ્યાં હતાં અને ભોજન આપ્યું હતું, તેમના સંબંધમાં શું ક્રાઇસ્ટે નથી કહ્યું કે:—

" For as much as ye have done it unto one of the least of these my brethren; ye have done it unto **me.** " " તમે મારા નાના બંધુઓમાંના એકને વાસ્તે જે કાંઇ કર્યું છે, તે બધું તમે **મારે માટેજ** કર્યું છે. "—

આ પ્રમાણે સેવા કરવાથી તમે બહારના દરવાજા આગળ આવી પહોંચો છો. તમે બહારના દરવાજાને ઠોકો છો અને તે ઉઘડી જાય છે; અને માર્ગનો આગળનો ભાગ જે સૌથી પ્રથમની દીક્ષાને વાસ્તે મનુષ્યને તૈયાર કરે છે, તે તમારા પગ આગળ ખુલ્લો થઈ જાય છે.

શું તમને તે માર્ગે ચાલવાની ઇચ્છા થાય છે? જો તમારી ખરેખર ઇચ્છાજ હોય તો ૧૯૧૦ ના ડીસેમ્બરમાં મારા નાના બંધુ કૃષ્ણમૂર્તિએ *રચેલું પુસ્તક વાંચો અને તે અદ્ભુત પુસ્તકમાં લખ્યા પ્રમાણે વર્તો. આના કરતાં **વધારે** કિંમતી સલાહ હું આપી શકું નહિ. એકજ વર્ષમાં દુનિયાના જૂદા જૂદા ભાગોમાં તેની ૨૭ (હાલ ૩૪) આવૃત્તિઓ થઈ છે, તેજ બતાવી આપે છે કે ઉચ્ચ જીવન ગાળવાની શક્તિ મનુષ્યોને જે જાતના જ્ઞાનમાંથી મળી શકે છે તેવા જ્ઞાનને વાસ્તે તેઓ ઘણાજ ઉત્સુક છે. તે એટલું **સરલ** છે કે બાળક પણ તે સમજી શકે; છતાં તે એટલું **ગંભીર** છે કે જો તે પ્રમાણે વર્તવામાં આવે તો તે દીક્ષાના દ્વાર સુધી તે પ્રમાણે વર્તનારને લેઈ જઇ શકે છે. પણ તમારે તે પ્રમાણે **જીવન ગાળવું** જોઇએ. અને અહીંજ મોટી અડચણ ઉભી થાય છે. ઘણા પુરૂષો કોઇ જરૂરની ચીજને ભાળે છે, ત્યારે તે મેળવવાને ઇચ્છે છે, પણ તે મળી શકે તેટલા માટે જોઇતું **સંકલ્પબળ** બહુજ થોડા મનુષ્યોમાં માલૂમ પડે છે. શું તમે તેને ઇચ્છો છો? ખરેખર! અત્યારે તો તમે **તેને** ઇચ્છો છો, પણ જ્યારે તમે અહીંથી બહાર જશો ત્યારે તમે **બીજી** વસ્તુઓની ઇચ્છા કરશો. આવી ( બદલાતી ) ઇચ્છાઓ તમને કોઇ પણ ( ઉચ્ચ )સ્થળે દોરી જઇ શકશે નહિ. તમે ઉચ્ચ ભાવના પ્રાપ્ત કરવા વિચારો છો, ખરેખર તે ઉચ્ચ ભાવના બહુ સુંદર છે, પણ જો તે ઉચ્ચ ભાવના તમારા અંતરમાં ઉતારી તદનુસાર તમે નહિ વર્તો તો તે ઉચ્ચ ભાવના તમને બદલી શકશે નહિ. તમારે દઢ

---

* આ પુસ્તકનું અંગ્રેજી નામ "At the feet of the Master" તેની કિંમત રૂ. ૦-૬-૦ છે. એના ગુજરાતી ભાષાંતરનું નામ "શ્રી ગુરૂચરણે" છે. તેની કિંમત ૦-૫-૦ છે. આ અનુવાદક પાસેથી તેમજ બીજા જાણીતા બુકસેલરો પાસેથી તે મળી શકશે.

મનોબળની જરૂર છે. મનમાં ઉઠતી ચંચળ ઇચ્છાઓથી, મગજમાં નાચતા ક્ષણભંગુર વિચારોથી મનુષ્ય કદાપિ આગળ વધી શકે નહિ. જો તમે તે પ્રમાણે જીવન ગાળી શકતા ન હો, જો તમે હતા તે કરતાં વધારે સારા ન થઇ શકો, તો તેનું કારણ એટલુંજ છે કે તમો જેનો સંકલ્પ કરો તે ઉત્પન્ન કરી શકો તેવી રીતે વિચાર કરવાનું શિખ્યા નથી. ખરેખર તમે તે શિખ્યા નથી. તમારે તમારી વિચારશક્તિ અને મનોબળને બહુજ મજબૂત બનાવવાં જોઇએ, અને તમારી ઇચ્છાઓ ઉચ્ચ પ્રકારની જોઇએ. શુભ વિચાર અને શુભ ઇચ્છારૂપ બે પાંખોવડે ઉડીને તમે તમારા સાધ્યબિન્દુ તરફ પહોંચી શકો, અને જો તમારામાં પોલાદ જેવું મનોબળ અને નવા વિચારો ઉત્પન્ન કરી શકે તેવું મગજ નહિ હોય તો કોઇ પણ પુસ્તક તમને મદદગાર થઈ શકશે નહિ, કોઇ પણ શબ્દો તમને પ્રેરી શકશે નહિ; કોઇ પણ ભાષણકર્ત્તા અથવા વિચારક તમને ઉંચે ચઢાવી શકશે નહિ. **ફક્ત તમારા વિચારો અને મનોબળથી** જે જે વસ્તુની તમે ભાવના કરો તે તે તમે મેળવી શકશો.

ધારો કે ઉમદા રીતે સેવા કરીને, અને ડહાપણ ભરેલી રીતે વિચાર કરી–સંકલ્પ કરી અને તદનુસાર વર્તીને તમે પ્રથમના મોટા દરવાજા આગળ આવી પહોંચ્યા છો. તમે ત્યાં પહોંચો **તે પહેલાં તો** તમારા ગુરૂએ તમને શોધી કાઢી તમારી સંભાળ તેમના હાથમાં લીધી હશે. કેટલીક વાર લોકો તરફથી પૂછવામાં આવે છે કે " શું મહાન્ ગુરૂ **વિના** હું મારી ધારણા સફળ ન કરી શકું ?" ખરેખર જો તમને મુક્તિનીજ ઇચ્છા હોય તો મહાન્ ગુરૂ સિવાય પણ તમે મુક્તિ મેળવી શકો. પણ મહાન્ ગુરૂની સાહાય્ય વિના તે પ્રાચીન સાંકડા માર્ગે ચાલવું અતિ મુશ્કેલ લાગશે. અને તેથીજ પ્રાચીન સૂચકવાક્ય જણાવતાં મેં તમને કહ્યું હતું કે " મહાન્ ગુરૂઓને શોધી કાઢો અને

જ્ઞાન મેળવો." કારણ કે ' તે માર્ગ અસ્ત્રાની ધાર જેવો અને સાંકડો છે '.

જો તમારામાં શક્તિ હોય તો ગણિતશાસ્ત્ર મૂળ પાયાથી શરૂ કરી તમે નવું રચી શકો. પણ તે ગણિતશાસ્ત્રના પાયાના સંબંધમાં પણ તમે બહુ નહિ કરી શક્યા હો તેટલામાં તો કાળ તમને ઝડપી લેશે. તમને સમય નથી. ભૂતકાળમાં મળેલા અનુભવોનો તેમજ આપણી મનુષ્યજાતિના સૌથી વધારે ડાહ્યા પુરૂષોના જ્ઞાનનો તમને અનુભવ મળે એટલા વાસ્તેજ તમારો ફરી ફરીને જન્મ થાય છે. જે છોકરો શિક્ષકની મદદ ન સ્વીકારે, ચોપડી પણ ન વાંચે અને એમ જણાવે કે "મારી મેળે હું ગણિતશાસ્ત્ર, પ્રાણિવિદ્યા અને વનસ્પતિ શાસ્ત્ર રચીશ, શું હું એકલો બધું ન શિખી શકું ? " તે છોકરાને મૂર્ખ અને ઉદ્ધત ગણવામાં આવે છે. તેજ પ્રમાણે સઘળી વિદ્યાઓમાં શ્રેષ્ઠ એવી આ વિદ્યામાં–પરાવિદ્યાની બાબતમાં–મનુષ્યજાતિની પરાકાષ્ઠાએ પહોંચવામાં, પોતાને મદદ કરવાને લંબાયેલા હાથનો જે મનુષ્ય અનાદર કરે છે, અને તેનાં પગલાં જેથી બરાબર ભરાય તેવી મદદ વિના અને તેના ડગમગતા પગલાંને સિધા કરનાર પિતૃતુલ્ય હાથ વિના એકલોજ આ અસ્ત્રાની ધાર જેવા દુર્ગમ માર્ગે ચાલવાનો જે મનુષ્ય આગ્રહ કરે છે, તે મનુષ્ય પણ તે બાળક જેટલોજ મૂર્ખ અને ઉદ્ધત ગણાય.

ઉપર કહેલા નાના પુસ્તકમાં લખ્યા પ્રમાણે જે માણસ પોતાનું જીવન ગાળે છે, તેના સ્વભાવમાં તે સિદ્ધાંતોને ઉતારે છે, તે સાધન ચતુષ્ટયને પોતાના સ્વભાવમાં વણી લે છે, અને આ સાધનચતુષ્ટયનો સુંદર ઝભ્ભો પહેરીને રૂપકરૂપે કહેવાતા લગ્નસમારંભમાં આવી પહોંચે છે–છેક દરવાજા સમીપ આવી પહોંચે છે, તે વખતે એક મહાન ગુરૂ તે શ્વેતાશ્રમી આત્મમંડળમાંથી આગળ આવેછે, તેના ઉપર આશીર્વાદભર્યો

હાથ ફેરવે છે, અને તે બાળ–શિષ્યને પોતાના સ્વાધીનમાં લે છે. આ કામ ફક્ત તે મહાત્માજ કરી શકે. અમે કે જે શિષ્યો છીએ, તેઓ તો જે માર્ગે અમે ચાલ્યા છીએ તે માર્ગ બતાવી શકીએ, જે સૂચનાઓ અમે સાંભળી છે અને જેને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરીએ છીએ, તે માત્ર **જણાવી** શકીએ; પણ જેણે પૂર્ણતા પ્રાપ્ત કરી છે, **તે** જ પોતાના જાતિબંધુને પૂર્ણ પ્રાપ્ત કરાવવાનું કામ હાથમાં લેઇ શકે. અમે તો નાના મદદગારો છીએ, અને પૂર્ણતાને સારૂ પ્રયત્ન કરતા બહારના કે અંદરના ચોકમાં ઉભેલા છીએ. તે પવિત્રમાં પવિત્ર સ્થળમાં દાખલ કરવાનું કામ તેમના હાથમાં છે.

ગુરૂ તમને શોધી કાઢશે નહિ, એવો ભય કદાપિ ધારણ કરશો નહિ. શિષ્ય, ગુરૂને શોધવાને જેટલો આતુર છે, તેના કરતાં પણ ગુરૂ શિષ્યને શોધવાને વધારે આતુર હોય છે; કારણકે તેઓ જગતને મોટી તંગી શાની છે તે સારી રીતે સમજે છે. આ દુઃખી અને અજ્ઞાનમાં ગોથાં ખાતી મનુષ્ય જાતિને વાસ્તે મદદની કેટલી બધી જરૂર છે, તે તેઓ સમજે છે, અને જે કોઇ પોતાના હાથમાં સેવારૂપી સમિધ્ લેઇ આવે છે અને જણાવે છે કે **शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्** 'હું તમારો શિષ્ય છું; મને શિખવો ' તે દરેકનો ઘણાજ આનંદ સાથે તે મહાત્માગુરૂ સ્વીકાર કરે છે. તે આનંદ તે વિશ્વ પર જડી આવતા આનંદમાં સૌથી શ્રેષ્ઠ હોય છે. જ્યારે કોઇ માતા પ્રથમ બાળકને જન્મ આપે છે, ત્યારે તેને થતો આનંદ જગતમાં મળતા આનંદમાં ઉત્કૃષ્ટ ગણવામાં આવે છે; પણ તે ઉત્કૃષ્ટ આનંદ પણ યોગ્ય અને શિખવાની રૂચિવાળો શિષ્ય મળવાથી મહાત્માને થતા આનંદની છાયારૂપ છે.

આ પ્રમાણે જ્યારે તે મહાન્ ગુરૂ તમારી સંમુખ પ્રત્યક્ષ થાય છે, તે વખતે તમને આશ્ચર્ય, સંતોષ અને આનંદ સાથે જણાય છે કે, તમે તેમને ઘણા જન્મોથી ઓળખો છો, તે અજાણ્યા અથવા નવા

આવનાર પુરૂષ નથી, પણ સેંકડો જીંદગીઓથી તમારા વ્હાલામાં વ્હાલા અને નજીકના મિત્ર છે. જ્યારે શિષ્યની આંખપરથી પડદો લેઇ લેવામાં આવે છે, અને ગુરૂનું પ્રિય વદન તેની નજરે પડે છે, ત્યારે ભૂતકાળની ઓળખાણ એકાએક ઝળકી ઉઠે છે, અને તે વખતે શિષ્યને જે આનંદ થાય છે તે ફક્ત શિષ્યજ જાણી શકે. તે વિષે કાંઇ પણ કહી શકાય નહિ. તે સમજવાને તેનો **અનુભવ** થવો જોઇએ.

માર્ગના છેવટના પગથિયા પર ગુરૂની દેખરેખ અને સંભાળ નીચે ચાલવામાં આવે છે. તે પછી તેનેજ દોરનાર અને તેના મદદગાર ગુરૂ પાછળ શિષ્ય સાથે તે દ્વારને ઠોકે છે, અને અંદરથી તેમજ ઉપરથી સંકેત ચળકી ઉઠે છે, કે જે જોતાં તે દ્વાર ઉઘડી જાય છે, અને તે મહાત્મા અને તેમનો શિષ્ય બન્ને સાથેજ ઉમરા પર આવી ઉભા રહે છે. તે પછી પ્રથમ દીક્ષાથી ઉપજતું આશ્ચર્ય થાય છે, અત્યાર સુધીની આંધળી આંખો ખુલ્લી કરવામાં આવે છે, તે પછી તેને જ્ઞાનની કુંચી આપવામાં આવે છે, કે જેવડે દીક્ષિત શિષ્ય સિવાય કોઇ પણ ન જાણી શકે એવા જ્ઞાનના ભંડાર ખુલ્લા કરી શકાય, અને જે કિંમતી બક્ષીસો તેને મળે તેનો લાભ જગતના રાહ જોતા મનુષ્યોને આપી શકાય. જે શિષ્ય ઉમરાને ઓળંગી શકે છે, એવા દરેક શિષ્યદ્વારા—જે દીક્ષિત શિષ્ય થાય છે તે દરેકની દ્વારા—આશિર્વાદનો ઝરો જગત્ ભણી વહે છે. તે મંદિરના પવિત્રમાં પવિત્ર સ્થળનું જે દ્વાર તેણે ખોલ્યું છે, તે દ્વારા તે પ્રવાહ વહેવા માડે છે; તે પછી વધારે ઉચ્ચ માર્ગ તેના આગળ ખડો થાય છે, કે જે પ્રથમના કરતાં પણ વધારે સેવા કરવા સંબંધીનો છે. કારણ કે હવે તેની વિશાળ શક્તિઓ મનુષ્યજાતિના કલ્યાણ અર્થેજ અર્પણ કરાય છે, અજ્ઞાની જીવોના શિક્ષણને વાસ્તે ઉપયોગી નીવડે તેવું તાજું જ્ઞાન હવે તેને મળે છે; જેમ શક્તિ વધતી જાય છે તેમ કામ કરવાનું

સામર્થ્ય પણ વધતું જાય છે. જેઓ અજ્ઞાનમાં અને મૃત્યુની છાયામાં ફસેલા છે તેઓને ઉપયોગી વધારે પ્રકાશ તેના જોવામાં આવે છે. તેના આગળ બીજો દરવાજો તે જુએ છે, તે બીજાને પણ પસાર કરી જાય છે, અને હજુ પણ આગળને આગળ તે પ્રયત્ન કરતોજ રહે છે અને ત્રીજા દરવાજાનાં કમાડ પણ ઉઘડી જાય છે, અને તેથી પણ આગળ તે વધે છે, અને ચોથા દરવાજાનું ઝાંખું તેજ તેને દૂરથી જણાય છે, કારણ કે વચ્ચે મોટું અંતર છે–મોટો અખાત છે. તે અર્હત્ થાય તે પહેલાં તેણે તે તરી જવો જોઇએ. તે મનુષ્ય તે ચોથા દરવાજામાંથી પસાર થઈ જાય છે ત્યારે તેને વાસ્તે ફરજ્યાત જન્મોનું ચક્ર બંધ થઇ જાય છે–તે અનાગામિન્ (ફરીથી જેનો જન્મ ન થાય તેવો) બને છે. તે સ્થિતિમાંથી પસાર થવાથી તેને વાસ્તે બે માર્ગ ખુલ્લા થાય છે. કાંતો ઉચ્ચ ભુવનોમાં તે પોતાની જીવનયાત્રા પૂરી કરે, અથવા તો પૃથ્વીપર રહીને પૂર્ણતા પ્રાપ્ત કરે. જે દયાના મહાસાગરરૂપ મહાત્મા થવા ઇચ્છે છે તે તો બીજો માર્ગ પસંદ કરે છે, અને ફરીથી જન્મ લે છે. તે અર્હત્‌ની સ્થિતિ પ્રાપ્ત કરતાં પહેલાં તેણે મોટો અખાત ઓળંગવો જોઇએ, એમ મેં જણાવ્યું હતું. હવે તે અખાત કયો? આ અખાતને ખ્રીસ્તી રૂપકમાં ક્રાઇસ્ટના વિકાર (Passion) અને વધસ્તંભરૂપે દર્શાવવામાં આવ્યો છે. આ, દુઃખ ને દિલગીરીનો, શરમ અને બદબોઇનો, સઘળાં જગતનાં બંધન તોડવાનો, તેમજ હૃદયને ચીરી નાખે તેવી એકાકી સ્થિતિનો અખાત છે. આ વખતે સઘળા તેને છોડી નાસી ગયા હોય એવી સ્થિતિ લાગે છે.

આ વખતે આત્મબળના વસ્ત્રમાં સજ્જ થયેલો, જગતના સઘળા આધારોથી રહિત બનેલો તે એકલો, અને દેખીતી રીતે નિરાધાર સ્થિતિમાં તે મહાન્ અખાત ઓળંગવાનો પ્રયત્ન કરે છે, અને ઘણા ધર્મોમાં રૂપકરૂપે ચિત્રેલા તે સાંકડા પુલ ઉપર થઇ જો તે પસાર ન થાય તો તે કદાપિ દ્વાર આગળ પહોંચી શકે નહિ. અને પછી

**તેણે વારંવાર** પ્રયત્ન કર્યાજ કરવો જોઇએ. કેટલાકોએ આ પુલ ઓળંગ્યો છે, કેટલાક એ રસ્તે ગયા છે. કારણ કે વિકારોની પેલીપાર તેમજ વધસ્તંભની પેલીપાર 'જાગૃતિ' અને 'ઉન્નતિ' છે, કે જેથી તેઓ જીવન અને મૃત્યુના સ્વામી બને છે. આ માર્ગે શોક બહુ હોય છે, દુઃખ ભારે હોય છે; અખાત પહોળો હોય છે, અને રસ્તો સાંકડો હોય છે. પણ જે મનુષ્ય **શાશ્વત તત્ત્વનો** અનુભવ કરે છે, અને તે **શાશ્વત તત્ત્વના** ખડકપર સ્થિર થયેલી ગંભીરતાને જગતનું કોઇ પણ કાર્ય ડગાવી શકે નહિ એમ જે માને છે, તેજ મનુષ્ય તે અખાતને ઓળંગી શકે છે. આ પ્રમાણે તે દરવાજામાંથી પસાર થાય છે, અને તે મનુષ્યોને મદદ કરવાને, તેમની સેવા કરવાને, અને તેમને આશિષ આપવાને તે પૃથ્વીપર રહે છે. હજુ તેણે પૂર્ણ સંપૂર્ણતા પ્રાપ્ત કરી નથી. ભૂતકાળનાં સ્મરણો હજુ તેને વળગે છે, હજુ તેને—અર્હતને પણ વળગેલાં પાંચ બંધનો ત્યાગ કરવાનાં છે. એક પછી એક બંધનોની સાંકળ તે તોડે છે.

એક પછી એક તે તે બંધનોને તે ફેંકી દે છે. જેમ જેમ તે બંધનો નિર્બળ થતાં જાય છે, તેમ તેમ તે તે પાંચમા દરવાજા આગળ આવે છે. તે પાંચમા દરવાજામાં પસાર થવાથી તે **મહાત્મા** બને છે. આ બનાવને જગતની માયાવી વસ્તુઓની જેનાપર અસર ન ચાલે તેવા, ઉંચે ચઢેલા ક્રાઇસ્ટનું રૂપક આપવામાં આવ્યું છે. છેવટે છેવટનો પડદો ઉપડે છે, મૃત્યુપર તે જય મેળવે છે, તે જીવનમય બને છે, અને તે પોતાના **શાશ્વત આત્મતત્ત્વમાં** આગળ વધે છે, તે સઘળા ભૌતિક પદાર્થોનો સ્વામી બને છે, તે સઘળાં તેને મદદગાર થાય છે. તે આ પૃથ્વીનો ત્યાગ કરતા નથી, તે પોતાના શરીરને છોડી દેતા નથી, પણ આપણને મદદ કરવાને આ શરીરની ઉપાધિ ધારણ કરી શકે છે. તે જ્ઞાન અને દયાના ભંડાર છે, તેમનાપર આપણી દૃષ્ટિ ઠરે છે. રાહ જોતી દુનિયાને આશિસ્ આપવાને તથા

**ઉચ્ચ પ્રકારની** સેવા કરવાને તેમજ તેમને માર્ગે ચાલવાને મનુષ્ય જાતિનો જે ભાગ ખુશી હોય, અને જગતના ઉદ્ધાર અર્થે તેમની સાથે રહી કામ કરવા જે તત્પર હોય તેવાને એકઠા કરવાને તે પૃથ્વીપર રહે છે. તે જ **આદર્શ પુરૂષ** છે, દૈવી મનુષ્ય છે, ઈશ્વર સાથે એક થયેલ અને તેથી મનુષ્યો સાથે વધારે ઐક્ય ધરાવનાર તે જ **આદર્શ પુરૂષ** છે.

જો આપણે છેક નીચે સુધી જઈ શકીએ તો છેક ઉંચે સુધી પણ જઈ શકીએ. એક હાથ દિવ્ય ઈશ્વર તરફ લંબાવવો જોઇએ, અને બીજો હાથ આપણા પગ આગળ પગ આગળ ઉભેલા હલકામાં હલકા મનુષ્યને મદદ કરવાને લંબાવવો જોઇએ. તેજ ખરો ભ્રાતૃભાવ છે. જો આપણે ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વ સાથે ઐક્ય પ્રાપ્ત કરવું હોય તો હલકામાં હલકા તત્ત્વ સાથે પણ ઐક્ય કબુલ કરવા તત્પર રહેવું જોઇએ, અને આપણામાં રહેલા ઈશ્વરે તેનામાંના ઈશ્વરને આ પ્રમાણે કહેવું જોઇએ કે "ભાઈ! મારી સાથે ચાલો, હું તમને તમારા માર્ગમાં મદદ કરીશ. જે સ્થિતિમાં હાલ તમે છો તે સ્થિતિમાં હું હતો અને જે સ્થિતિમાં હું હાલ છું ત્યાં તમે હવે પછી આવી પહોંચશો. જ્યાં મનુષ્યો જીત મેળવવાને હરીફાઈ કરી રહ્યા હોય ત્યાં પૂર્ણતા એ બદલો હોય શકે નહિ. આપણા સંકલ્પબળ તેમજ આપણા પ્રયત્ન પ્રમાણે વહેલા કે મોડા, જલ્દીથી કે ધીમેથી આપણામાંના દરેકને તે ઇનામ મળવાનું છે. તમને અને મને ( આપણને ) તે પૂર્ણતા મળશે એ ચોક્કસ બાબત છે, તે પૂર્ણતા આજે આપણા માથાપર ચળકી રહી છે."

એક દિવસ આપણે સઘળા તે પ્રાપ્ત કરીશું, આપણે તેના ભાગીઆ થઈશું અને બાળ મનુષ્ય જાતિ તરફ આપણે આપણી દિવ્યતાનું બળ લાવીશું અને જીવનની રોટલીથી તેમને તૃપ્ત કરીશું.



# ગુરૂ મેળવવાનો માર્ગ.

### ઉચ્ચ શક્તિઓ.

જે ઇન્દ્રિયો અને શક્તિઓ દ્વારા આપણું ચૈતન્ય ઉચ્ચ ભૂમિકા ( higher planes ) પર પ્રગટ થઇ શકે, તે ઇન્દ્રિયો અને શક્તિઓને ખીલવવાનું કામ **અવકાશ, ધૈર્ય** અને **સામર્થ્ય**વાળા પુરૂષથી થઈ શકે. આ ઇન્દ્રિયો અને શક્તિઓ હાલના સમયમાં પણ કેટલાક પુરૂષોએ સંપૂર્ણ રીતે જાગૃત કરેલી છે. આવા મનુષ્યોમાં આ શક્તિઓ પોતાનું કામ બરાબર રીતે કરે છે. **વખત જતાં** દરેક મનુષ્યમાં આ ઉચ્ચ શક્તિઓ જાગૃત થશે.

આવી શક્તિઓનો ઉપયોગ કરતા અન્ય પુરૂષોને જુએ છે, ત્યારે તેમના મનમાં તે શક્તિઓ મેળવવાની તીવ્ર અભિલાષા થાય છે, એ હું જાણું છું. પણ તેઓએ યાદ રાખવું જોઇએ કે **જે કિંમત આપશે તેમને તે મળશે.** કિંમત આપ્યા **સિવાય** કોઇ પણ વસ્તુ મળતી નથી.

### તે મેળવવાની કિમ્મત.

તો હવે તેની કિંમત શી ? લોકો જેને બહુજ કિંમતી ગણે છે, અને જેને મેળવવાને આ પૃથ્વીપર તલસે છે તેનો સંપૂર્ણ ત્યાગ, મમત્વનો અભાવ, બીજાઓની સેવા કરવામાં સંપૂર્ણ ભક્તિ, સઘળી સ્વાર્થી વાસનાઓનો નાશ, અને દુનિયાના સઘળા પદાર્થો તરફ વૈરાગ્ય; રાજયોગના માર્ગનું આ પ્રથમ પગથિયું છે.

જ્યાં સુધી આ પગથિયે ચાલવાનો પ્રયત્ન કરવામાં આવ્યો નથી, ત્યાં સુધી આ વિકટ અને કાંટાવાળા માર્ગે વધારે ઉન્નતિની આશા રાખવી તે નિરર્થક છે. આ ગુપ્ત જ્ઞાનના માર્ગમાં કાંટાના

મુગટ સિવાય બીજો મુગટ નથી, અને તેનો રાજ્યદંડ તે સાત ગાંઠો વાળો દંડ+ છે, તે દંડની દરેક ગાંઠને વાસ્તે કીંમત આપવાની છે, જે આપતાં સામાન્ય પુરૂષ સ્ત્રી કે ભયભીત થઇ પાછાં ફરશે.

**ગુરૂઓનો અભાવ નથી.**

ગુરૂઓનો જગતમાં અભાવ નથી. તેમને મળવાના માર્ગનાં પગથિયાં ગુપ્ત નથી. ખામી **હૃદયના પ્રેમની** અને તેમને મળવાની **તીવ્ર આભિલાષાની** છે; માર્ગની અજ્ઞાનતાથી આપણે પાછા પડતા નથી, પણ ઉપર જણાવેલા ગુણોની ખામીથી આગળ વધી શકતા નથી.

દુનિયાના ધર્મોમાં રહેલું **સરખાપણું** એજ સૂચવે છે કે તેનું ઉત્પત્તિ સ્થાન **એકજ** હોવું જોઇએ અને તે ઉત્પત્તિસ્થાન 'સિદ્ધાશ્રમનું ભ્રાતૃમંડળ' (Brotherhood of the White Lodge)—મહાત્માઓની વંશપરંપરા છે. તેઓ મનુષ્ય જાતિની ઉન્નતિની તપાસ રાખે છે અને તેને ઉચ્ચ માર્ગ તરફ દોરે છે. તેઓએ ધર્મનાં સત્યોને તેની ભવ્ય સ્થિતિમાં જાળવી રાખ્યાં છે, અને વખતોવખત જરૂર પડે, તેઓ મનુષ્ય જાતિને તેનો બોધ કરે છે.

બીજી દુનિયાઓમાંથી, અને પ્રથમની મનુષ્ય જાતિમાંથી, આપણા આ બ્રહ્માંડને મદદ કરવા તેઓ આવ્યા હતા. જે રસ્તે આપણી ઉન્નતિ હાલમાં થાય છે તેના જેવાજ માર્ગે તેઓ ઉન્નતિ પામેલા છે. (આપણે આપણો અભ્યાસ પુરો કરીશું ત્યારે આ બાબત તમને વધારે સ્પષ્ટ રીતે સમજાશે.) અને પ્રાચીન સમયથી તે આજદિનપર્યંત, આપણી મનુષ્ય જાતિમાંથી તેવી ઉચ્ચ દશાને પામેલા જીવન્મુક્તોની સાથે તેઓ મદદ પહોંચાડવાનું કામ કરતા રહ્યા છે.

**હજુ** પણ તેઓ **ઉત્સુક શિષ્યોને** શિખવે છે, માર્ગ બતાવે છે, અને તેમનાં પગલાંને સન્માર્ગ તરફ દોરવે છે. જેઓ પ્રેમ, ભક્તિ,

---

+ દાન, શીલ, ક્ષમા, વૈરાગ્ય, વીર્ય, ધ્યાન અને જ્ઞાન.

અને નિઃસ્વાર્થતાનો યજ્ઞ સમિત હાથમાં લેઇ ગુરૂને શોધે છે, અને જનસમાજની વધારે સારી રીતે સેવા બની શકે એટલાજ આશયથી વધારે જ્ઞાન મેળવવા ઇચ્છે છે, તેવા સત્ય શોધકોને હજુ પણ તેઓ મળી શકે છે. અસલનો ગુરૂ–શિષ્ય સંબંધ જાળવે છે, અને હજુ પણ પ્રાચીન ગુપ્ત જ્ઞાનનું રહસ્ય પ્રગટ કરે છે. તેઓના આશ્રમના દરવાજાના બે સ્તંભ **પ્રેમ** અને **જ્ઞાન** છે, અને જેઓના ખભા ઉપરથી **વાસના** અને **સ્વાર્થ**નો બોજો ઉતરેલો છે, તેઓજ તે બે થાંભલા ઉપર રહેલી કમાન નીચે થઈ અંદર દાખલ થઇ શકે છે.

### મહાત્માઓ.

આપણી મનુષ્યજાતિ સાથે સંબંધ ધરાવતા કેટલાક મહાત્માઓ આ જગતમાં વસે છે, તેઓ મનુષ્યજાતિના ઉન્નતિક્રમની સંપૂર્ણ હદે પહોંચેલા છે, તે મનુષ્યોનું એક **ભ્રાતૃમંડળ** છે, તેઓ પ્રજાની ઉન્નતિને આગળ વધારે છે અને દોરવે છે, મનુષ્યજાતિ અને મનુષ્યજાતિની પેલી પાર ગયેલા ઉચ્ચ આત્માઓ વચ્ચેની સાંકળ **અખંડિત** રહે, તે માટે મહાત્માઓ પોતાની ઇચ્છાથી મનુષ્ય દેહ ધારણ કરે છે, અને જેઓ અમુક સરતો પુરી પાડે છે તેમને પોતાના શિષ્યો તરીકે સ્વીકારે છે. આમ કરવામાં તેમનો હેતુ એ છે કે તે શિષ્યોની ઉન્નતિ ઝડપથી થાય અને આ રીતે તે આ **ભ્રાતૃમંડળ**માં પ્રવેશ કરી મનુષ્યજાતિના પરોપકારી ભવ્ય કાર્યમાં મદદગાર થઇ શકે.

મહાત્માઓ મનુષ્યજાતિની તપાસ રાખે છે. જે મનુષ્ય **સદ્ગુણી જીવન ગાળવાથી, મનુષ્યજાતિ વાસ્તેના નિઃસ્વાર્થ કર્તવ્યથી, મનુષ્યજાતિની સેવા વાસ્તે કરેલા બુદ્ધિના સદુપયોગથી, અંતઃકરણની ભક્તિથી, પવિત્રતાથી,** અને **ધર્મભાવથી** સામાન્ય મનુષ્યો કરતાં આગળ વધેલો દેખાય છે, તેને તેઓ ઓળખી કાઢે છે. અને સામાન્ય મનુષ્યજાતિને એકંદર જે

આધ્યાત્મિક મદદ મળે છે, તે કરતાં **વધારે** મેળવવાને તે યોગ્ય અ-ધિકારી થાય છે. જો કોઈ વ્યક્તિને **ખાસ** મદદ મેળવવી હોય તો તેણે **ખાસ** ગુણ બતાવવા જોઇએ. જે આધ્યાત્મિક શક્તિ મનુષ્ય-જાતિના ઉત્ક્રાંતિક્રમને સહાય કરે તે શક્તિઓ મહાત્માઓ જગતને વ્હેંચી આપે છે; અમુક જીવાત્માની **ઝડપથી** ઉન્નતિ થાય તેને વા-સ્તે તેનો ઉપયોગ કરવાની **રજા** ત્યારેજ મળી શકે કે જ્યારે તે અમુક જીવાત્મા ઉતાવળી ઉન્નતિને વાસ્તે પોતાની **લાયકાત** પુરવાર કરે, મનુષ્યજાતિને મદદગાર થવાને ઝડપથી યોગ્ય બને, અને જે મદદ પોતાને મળી હતી તે મદદનો બદલો બીજાઓને તે માર્ગે ચ-ડાવવા રૂપે વાળે.

જ્યારે કોઇ પણ વ્યકિતએ પોતાનાજ બળથી, ધર્મ અને તત્ત્વ-વિદ્યા મારફતે મળતી સામાન્ય મદદનો પુરેપુરો ઉપયોગ કરી, ઉન્નતિના આગળ વધતા મોજાંની છેક અગ્રભાગે આવવાને પ્રયત્ન કર્યો હોય છે, ત્યારે તે મનુષ્યજાતિના રક્ષક મહાત્માઓનું ખાસ ધ્યાન ખેંચે છે. અને તેના બળની કસોટી કરવાને, અને તેની પ્રતિભા (બુદ્ધિને) પ્રકાશમાં લાવવાને અનુકૂળ સંજોગો તેના માર્ગમાં મુકવામાં આવે છે. જે પ્રમાણમાં તે મળેલી તકનો ફતેહમંદીથી સદુપયોગ કરે છે, તે પ્રમાણમાં તેને વધારે ને વધારે મદદ મળતી જાય છે; અને ખરૂં આત્મિક જીવન શું છે તેની ઝાંખી કેટલેક અંશે તેને કરાવવામાં આવે છે, આખરે તેને આ દુનિયાના સ્થૂલજીવનના અસંતોષભર્યા અને અસાર સ્વરૂપનો વધારે વધારે ખ્યાલ આવતો જાય છે; અને પછી સંસારથી વૈરાગ્ય પામી તે સ્વતંત્રતા–મુક્તિ સારૂ તલસે છે, અને તે વૈરાગ્ય 'દીક્ષાના માર્ગ'ના દરવાજા સંમુખ તેને લાવી મુકે છે.

આ માર્ગમાં જ્યારે તે પ્રવેશ કરે છે, ત્યારે તે 'શિષ્ય' અથવા ચેલાની સ્થિતિમાં આવે છે, અને કોઈ મહાત્મા તેને પોતાની સંભાળ

નીચે લે છે. સામાન્ય મનુષ્યજાતિને વાસ્તે ઉન્નતિનો જે ક્રમ છે, તે ક્રમમાંથી બહાર નીકળી, ગુરૂને શોધનાર આ શિષ્ય છે, અને ગુરૂ પણ જે સિધો અને કઠિન માર્ગ મોક્ષ તરફ લેઇ જાય છે તે માર્ગે તરફ તેના પગલાંને દોરવે છે.

ગુરૂ તો માર્ગના પ્રવેશસ્થાન આગળજ તેની રાહ જોતા ઉભા રહે છે, અને જો કે નવો શિષ્ય પોતાના ગુરૂને ઓળખતો નથી, તોપણ તેના ગુરૂ તેને ઓળખે છે, અને તેના પ્રયત્ન તરફ નજર રાખે છે, જેથી તેની ઉન્નતિને બરાબર સહાય મળે તેવા સંજોગોમાં તેને લાવે છે, માતાના જેવી કોમળ કાળજીથી અને ખીલેલી અંતરદષ્ટિને લીધે ઉત્પન્ન થયેલા ઉચ્ચ જ્ઞાનથી તેની સંભાળ લે છે. રસ્તો વિકટ અને અંધકારમય ભાસે; અને જુવાન શિષ્યને લાગે કે કોઇ મારી દરકાર રાખતું નથી; પણ પોતાના સગાબન્ધુ કરતાં પણ વધારે પ્રેમ ધરાવનાર મિત્ર તેની પાસે ઉભેલો હોય છે; અને ઇંદ્રિયોને નહિ દેખાતી મદદ આત્માને આપવામાં આવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે જે મનુષ્યે પોતાની જાતને કેળવી હોય, જેણે પોતાથી બનતો પ્રયત્ન કર્યો હોય, ગુરૂ મેળવવાને વાસ્તે પોતાને લાયક અધિકારી બનાવવાને માટે જેણે સમયનો સદુપયોગ કર્યો હોય, ધ્યાન કર્યું હોય અને મહેનત લીધી હોય, ખરેખર તેવા મનુષ્યને ગુરૂ અવશ્ય મળે છે; અથવા ખરૂં કહીએ તો તેવા શિષ્યને ગુરૂ શોધી કાઢે છે અને તેના આત્મા સંમુખ દર્શન દે છે. શું તમે અજ્ઞાનતાથી અને અંધકારથી એમ માનો છો કે આ ગુરૂઓ સંતાઈ રહેવાનું પસંદ કરે છે? અજ્ઞાનના પાસમાં સપડાયેલા હોવાથી શું તમે એમ ધારો છો કે મનુષ્યજાતિને નિરાધાર સ્થિતિમાં ઠોકર ખાતી મૂકીને અથવા તેને મદદ કરવાની કે દોરવાની ઇચ્છા વિનાના તેઓ જાણી જોઇને મનુષ્યની નજરની બ્હાર સંતાઇ રહે છે? હું તમને

ખાત્રીથી જણાવું છું કે, એક ક્ષણવાર તમે તમારા ગુરૂને મળવાને ગમે તેટલા આતુર હો, તેના કરતાં તમને તે મદદ કરી શકે તે માટે તે તમને શોધી કાઢવાને હજાર ગણા આતુર હોય છે. જ્યારે તેઓ જગત્ તરફ દૃષ્ટિ કરે છે ત્યારે તેમને લાગે છે કે, ઘણા મદદગારોની જરૂર છે અને મદદગારો ઘણા થોડા છે, મનુષ્યજાતિનો મોટો ભાગ અજ્ઞાનથી મરે છે, તેમને વાસ્તે ગુરૂઓની જરૂર છે, અને કરોડો લોકો ( ગુરૂવિના ) મરણ પામે છે, તેમને મદદ કરવાને કોઇ મળી આવતું નથી.

જે મનુષ્યો જગત્માં વસતા હોય, અને ગુરૂ તરફથી યોગ્ય તાલીમ મેળવીને મનુષ્યોના ટોળામાં ભળી દુઃખીઓને મદદ કરતા હોય અને અજ્ઞાનીઓનું અજ્ઞાન દૂર કરતા હોય એવા શિષ્યોની ગુરૂઓને ઘણી જરૂર છે.

પોતાની પાસેથી મદદ મેળવવાને ખુશી હોય તેમજ તૈયાર હોય તેવા એકાદ પણ મનુષ્યને શોધી કાઢવા તેઓ હમેશ મનુષ્યજાતિ ભણી દૃષ્ટિ ફેરવે છે. જેઓ ગુરૂઓને મળવાને તૈયાર હોય અને પોતાના હૃદયનાં દ્વાર આવા ગુરૂઓ સામે બંધ ન કરતા હોય તેવા આત્માઓને શોધી કાઢવાને તેઓ વિશ્વભણી પોતાની નજર ફેરવે છે. કારણકે આપણાં અંતઃકરણો તેમના સામે બંધ થએલાં છે. તે એવી તો સજ્જડ રીતે બંધ કરવામાં આવેલાં છે કે તેઓ ત્યાં પ્રવેશજ કરી શકે નહિ. તેઓ દ્વાર ભાગીને જોરથી તેમાં દાખલ થઇ શકે નહિ. જો મનુષ્યને એમ ગમે અને તે પોતાનાં દ્વારને તાળું દે તો તે દ્વારને કોઇ પણ મનુષ્ય કુંચી લગાડી ઉઘાડી શકે નહિ. આપણે આપણાં હૃદયનાં દ્વારને સાંસારિક ઇચ્છાઓનું તાળું દીધેલું છે—જગતની વસ્તુઓ ગ્રહણ કરવારૂપ તાળું મારેલું છે. અને તે તાળાંઓને પાપ, બેદરકારી અને આળસ રૂપી કુંચીઓથી બંધ કરેલાં છે. ઉમરો ઓળંગીને આપણાં હૃદયને

પ્રકાશિત કરવાને ગુરૂ તો બારણા આગળ ઉભા રહે છે, પણ તે દ્વાર **ઉઘાડવાં એ આપણું** કર્તવ્ય છે.

ગુરૂઓ તમને જોઇ શકે તે માટે તમારે તમારા આત્મ પ્રદીપને સળગાવવો જોઈએ. તે તમારી તપાસ કરતા ઉભા રહે છે, પણ તે તમારા ગુરૂ થાય અને તમને સન્માર્ગે દોરવે તે માટે તમારે ( તમે તૈયાર છો એવી ) નિશાની બતાવવી જોઈએ.

ગુરૂ તમારી તપાસ રાખે છે, તમારી રાહ જુએ છે, તમને શોધવાને ઇચ્છે છે, તમને શિખવવા માગે છે. તમારી તરફ તેમને આકર્ષવાનું બળ તમારામાં છે. પણ તમારે તેમને આકર્ષવા એ તમારી પસંદગીની વાત છે.

તે તમારા હૃદયના દ્વારને બ્હારથી ઠોકે, પણ તે અંદર પ્રવેશ કરે તે માટે તમારે તેમને પ્રવેશ કરવાને આજીજી કરવી જોઇએ.

મહાત્મા એ કોણ છે ? પરિપૂર્ણતાએ પામેલ મનુષ્ય તે મહાત્મા છે. જેમણે ઇશ્વરની સાથે ઐક્ય અનુભવ્યું છે, તે મહાત્મા છે. જે પુરૂષે પોતાના આધ્યાત્મિક સ્વભાવની સઘળી શક્તિઓ ખીલવી છે, અને હાલ જ્યાં આપણે લથડીઆં ખાઇએ છીએ ત્યાં જે જયવંત ઉભો છે, તે પુરૂષ મહાત્મા છે.

અમે જેને મહાત્માઓ કહીએ છીએ, તેઓ મુક્ત થયેલા મહાત્માઓ છે. પોતાને આગળ જવાનો હક્ક છતાં, જગતના પ્રેમ ખાતર તે મહાત્માઓ અજ્ઞાનીઓનું અજ્ઞાન દૂર કરવા પોતાની સાથે જ્ઞાન લાવે છે, અશુદ્ધતા દૂર કરવાને પોતાની સાથે પવિત્રતા લાવે છે, અંધકારને દૂર કરવાને પોતાનો પ્રકાશ લાવે છે. અને આખી મનુષ્ય-જાતિ જ્યાં સુધી પોતાની માફક બંધનમુક્ત ન થાય, અને પોતે આખી મનુષ્ય જાતિને નિર્વાણના પવિત્ર ધામ ભણી તે સ્થિતિનો આનંદ મેળવવાને તેના પિતાની માફક લઇ ન જાય, ત્યાં સુધી તે પોતે

એકલા આગળ જશે નહિ, પણ આ શરીર ધારણ કરી રાખશે. આનેજ મહાત્મા કહે છે. જન્મોજન્મ મહેનત કરવી અને છેવટે તેના ફળનો ત્યાગ; મહા મહેનતે અને સંકટે પૂર્ણતા મેળવવી અને જ્યાં સુધી બીજાઓ તે પૂર્ણતા ન મેળવી શકે ત્યાં સુધી બીજાઓને સહાય આપવામાં તે પૂર્ણતાનો ઉપયોગ કરવો, આજ મહાત્માઓનું લક્ષણ છે.

જે દરેક મનુષ્ય મદદ મેળવવાને પોતાના હાથ લંબાવે છે, તેને તે મદદ કરે છે. જે મનુષ્ય માર્ગના ભોમીઆને વાસ્તે માગણી કરે છે, તેની તે માગણી પૂરી પાડે છે. બીજાઓનું ભલું કરવાની જે તક માટે તેઓએ નિર્વાણ ત્યાગ કર્યો છે તે તક, જ્યાં સુધી આપણે તેમનું શિક્ષણ મેળવવાને ખુશી છીએ એમ બતાવી ન આપીએ ત્યાં સુધી, તેઓ લીધાજ કરે છે અને એવી વધુ તકોની રાહ જોતા ઉભા રહે છે.

આ સ્થળે મારે જણાવવું જોઇએ કે, જો આપણે પુનર્જન્મનો સિદ્ધાંત ન માનીએ તો આ ઉન્નતિ થવી પણ અશક્ય છે.

એકજ જીંદગીમાં તે લાંબો માર્ગ કાપી શકાય નહિ. તરતના જન્મેલા આત્મામાં એવી દૈવી શક્તિઓ જાગૃત થઈ શકે નહિ. મનુષ્યનો આત્મા જન્મોજન્મ અહીં પાછો ફરે છે, દરેક નવા જન્મમાં આગલા જન્મના અનુભવો જોડે લાવે છે અને એ પ્રમાણે જન્મોજન્મ વધારે ઉંચા ને ઉંચા પ્રકારના ચારિત્ર ( character ) વાળો મનુષ્ય થતો જાય છે.

જો આ પ્રમાણે ન બનતું હોય તો મહાત્મા પદ પામવું અશક્ય થાય અને પૂર્ણતા તે તો માત્ર કવિની કલ્પના ગણાય. આ શિક્ષણમાં 'પુનર્જન્મ'ને કુદરતના એક સ્વાભાવિક સિદ્ધાંત તરીકે ગણવામાં આવ્યો છે; અને તેના ઉપર મનુષ્યની પૂર્ણતાનો આધાર છે. પ્રથમ તો ( આ મહાત્મા પદના અભિલાષી ) મનુષ્યે કેટલીક જીંદગીઓ સુધી સારી, ઉપયોગી અને ઉમદા રીતે જીવન ગાળવાને પ્રયત્ન કરવો જોઇએ,

કે જેથી દરેક નવા જન્મમાં તેના આગલા જન્મ કરતાં વધારે ઉમદા શક્તિઓ સાથે તે જન્મ પામે.

તે પછી મનુષ્યના ઉન્નતિક્રમમાં એવો એક ચોક્કસ વખત આવી પહોંચે છે કે, તે સમયે જે મનુષ્ય પ્રથમ પોતાની ઉન્નતિને સારૂ અતિ શ્રમ લેતો હતો, તે મનુષ્ય સામાન્ય મનુષ્યજાતિના ઉન્નતિક્રમ કરતાં જરાક આગળ પગલું ભરવાને સમર્થ થાય છે.

કેટલાંક એવાં સ્ત્રીપુરૂષો માલૂમ પડે છે કે જેઓ અત્યંત નિઃસ્વાર્થી હોય છે, જેઓમાં અસાધારણ ગુણો અને અલૌકિક પ્રતિભા પ્રત્યક્ષ જણાઇ આવે છે, જેઓને આધ્યાત્મિક બાબતો તરફ અત્યંત પ્રેમ હોય છે અને જેઓને મનુષ્યજાતિની સેવા કરવામાં અત્યંત ભકિત છે.

જ્યારે આવા અસાધારણ ગુણો પ્રકટ થવા માંડે ત્યારે તેવા આગળ વધતા જીવાત્માને ઉન્નતિને માર્ગે ચલાવવાને અને કેળવવાને મહાન્ ગુરૂઓમાંના કોઇ તેનો હાથ પકડે છે.

ઉન્નતિને માટે પ્રથમ તો જે આત્મશકિતઓ આખા વિશ્વમાં વ્યાપી રહેલી છે તે શક્તિઓની સાથે રહીને કામ કરવાનું છે. પરંતુ જ્યારે એ મળતી મદદનો ઉપયોગ અમુક મનુષ્ય કરી ચૂક્યો હોય છે સામાન્ય રીતે આધ્યાત્મિક ઉદયને માટે પોતાનાથી બનતો પ્રયત્ન તે કરી રહ્યો હોય છે, ત્યારે તેને ઉન્નતિક્રમમાં સહાય આપવાને ગુરૂ તેની આગળ આવી ઉભા રહે છે, અને જો ઉન્નતિને ઝડપથી વધારવી હોય તો તેની પાસે કેટલીક માગણીઓ કરવામાં આવે છે.

મહાત્માઓનો અવાજ નિરંતર જગત્‌માં વ્યાપી રહે છે, પણ જેઓના કાન ઐહિક જીંદગીને અસર કરનારા અવાજો તરફ બહેર મારી ગયેલા હોય તેઓજ તે સાંભળી શકે.

શિષ્યે, કોઇની પણ મદદ સિવાય પોતાની હલકી વૃત્તિઓ સામે લડવું જોઇએ, અને પોતાની આત્મશક્તિથીજ તેણે માણસને લગતા

વિકારો તથા લાગણીઓ દાબી દેવી જોઇએ, એમ તેની પાસેથી આશા રાખવામાં આવે છે. જ્યારે આ કામ સંપૂર્ણ થાય, અથવા કેટલેક અંશે પણ તેમાં ફતેહ મળે, ત્યારેજ **ગુરૂની** મદદની આશા આપણે રાખી શકીએ; નહિંતો આત્માનાં દ્વારો અને બારીઓ બંધ રહે છે, અથવા અંધકારથી પૂર્ણ રહે છે, અને તેથી કોઈ પણ પ્રકારનું જ્ઞાન આપણામાં પ્રવેશ કરી શકતું નથી.

પવિત્ર **જીવન** અને **વિચારથી**,
મનુષ્ય અને ઈશ્વર તરફ **ભક્તિભાવથી** અને
સતત **પ્રયત્ન** અને ઉચ્ચ **અભિલાષાથી**

ગુરૂના અસ્તિત્વનું **અનુભવજ્ઞાન** મળી શકે. અમારામાંના કેટલાકને ગુરૂઓ આ રસ્તે મળ્યા છે, અને બીજાઓને પણ તેજ રસ્તે મળી શકે.

જે મનુષ્ય આ રસ્તે પોતાનું જીવન ચલાવવાને પ્રયત્ન કરે છે, અને જે દૈવી પ્રેમ અને જનસમાજની સેવાના ઉત્તમ ગુણથી પૂર્ણ હોય છે તે માણુસ મહાત્માઓનું લક્ષ ખેંચ્યા વિના રહેજ નહિ; કારણ કે તે ગુરૂઓ મનુષ્યજાતિના મદદગાર થઇ શકે તેવા મનુષ્યોને નિરંતર શોધે છે.

આવો માણુસ જગતની અધ્યાત્મિક શક્તિને વ્હેવાને વાસ્તે યોગ્ય પ્રણાલિકા થવાને પોતાને લાયક બનાવે છે, અને દૈવી ઇચ્છાને બર લાવવાને થોડું અથવા ઘણું યોગ્ય સાધન બને છે. જે માણુસ વિશ્વના નિયમોને અનુકૂળ વર્તીને **વિશ્વની સેવા કરવી** એ સૂત્રને પોતાના જીવનના મુખ્ય **ઉદ્દેશરૂપ** ગણવાનો **અંતઃકરણપૂર્વક** નિશ્ચય કરે છે, તે માણુસને પોતાના વિચારો અમલમાં મૂકવાને નિરંતર મદદ મળ્યાંજ કરશે.

મનુષ્યોના સંબંધમાં આવી, મનુષ્યોને મદદ પહોંચાડે તેવી યોગ્ય પ્રણાલિકાઓને શોધવાને જગતની આધ્યાત્મિક શક્તિઓ નિરંતર પ્રયત્ન કર્યા જ કરે છે.

અડચણ દૈવી બાજુની નથી, પણ મનુષ્યની બાજુની છે; સઘળો પ્રતિબંધ આપણી તરફનોજ છે. **મદદ કરનારાઓ** મનુષ્યજાતિને સહાય આપવાને નિરંતર યોગ્ય સમયની રાહ જોયાંજ કરે છે, પણ અપૂર્ણ માણસે નાંખેલો પ્રતિબંધ તેમના માર્ગમાં વિઘ્ન નાંખે છે.

જે ક્ષણે કોઈ પણ આત્મા આવી આધ્યાત્મિક શક્તિ મેળવવાને તૈયાર થાય છે, તે જ ક્ષણે આ માણસ મદદ મેળવવાને લાયક છે એમ મહાત્માઓને માલુમ પડે છે.

જેઓ મદદ લેવાને શક્તિમાન્ છે, અને જેઓએ સ્વાર્થત્યાગથી અને પવિત્રતાથી આવી મદદ મેળવવાને પોતાને લાયક બનાવ્યા છે, તેવા આત્માઓને નિરંતર મહાત્માઓ શોધે છે.

જે મદદની અમુક આત્માને બહુજ જરૂર હોય, તેજ મદદ મહાત્માઓ તે જીવાત્માને આપે છે અને તે મદદ આપવાથી તેનો ઉંધો અર્થ લેવાય અથવા તો અમુક આત્મા સાથે પોતાના વર્તનના સંબંધમાં પોતે થોડા કે વધારે દયાળુ ગણાય તેનો જરા પણ વિચાર તે ગુરુ કરતા નથી. જે મર્યાદિત ચૈતન્યવાળાને તે મદદ કરે છે, તે માણસ વધારે આભાર અને પૂજ્યભાવની લાગણી પોતાના તરફ બતાવે તેવી મદદ નહિ આપતા જે જાતની મદદ **પોતાને** સૌથી શ્રેષ્ઠ લાગે છે તેજ તે આપે છે. આથી એમ પણ ઘણીવાર બને છે કે, ઘણા બુદ્ધિશાળી અને તીવ્ર મગજ શક્તિવાળાને જે મદદ મહાત્માઓ તરફથી આપવામાં આવે છે, તે મદદની તેઓ આખી જીંદગી સુધી કદર બુઝી શકતા નથી. તેની બુદ્ધિના વિકાશમાં, તેના મગજને મજબુત બનાવવામાં, અને તે મગજને સંપૂર્ણ બનાવવામાં

તેને તે મદદ કરે છે; મહાત્મા તદ્દન અહંકારરહિત હોવાને લીધે તેમજ સંપૂર્ણ પ્રેમસ્વભાવી હોવાને લીધે, તે માણુસ જો મહાત્માની હયાતીમાં શ્રદ્ધા રાખતો હોય અને પોતાને મદદ મળ્યા વિનાનો, નિ-રાધાર, અને દરકાર કરાયા વગરનો માનતો હોય તો તે ઉદાર દૃષ્ટિ-વાળા મહાત્મા તે બાબતની લેશમાત્ર પરવા કરતા નથી. તેઓ નિઃ-સ્વાર્થતાની એટલી ટોચે ઉભા હોય છે કે સર્વ ઉચ્ચ પુરૂષોની માફક તેઓ ઉન્નતિ પામતા આત્માને તેની ઉન્નતિ ઝડપથી કરવામાં જે મદદની વિશેષતર જરૂર હોય, અને સામાન્ય રીતે મળી શકત તેના કરતાં જે યોગ્ય મદદથી છેવટનું પદ મેળવવું બહુ સુગમ થઇ પડે, તેવીજ મદદ આપે છે.

જેઓએ સામાન્ય ઉન્નતિક્રમનો માર્ગ વટાવીને પોતાની ઉન્નતિ પોતાના હસ્તકમાં લીધી હોય છે અને જેઓ મનુષ્ય જાતિના પુષ્પ-સમાન છે તેવા આત્માઓના તેઓ ગુરૂઓ, પ્રેરકો, અને સલાહકાર તરીકે વર્તે છે.

સામાન્ય મનુષ્ય જાતિના સિધી રીતે ગુરૂતરીકેનું કામ કરવાને બદલે આ મહાત્મા વધારે ઉન્નતિ પામેલા જીવાત્માઓનેજ પોતાને સ્વાધીન લે છે, તેમનેજ સિધી રીતે ઉપદેશ આપે છે, તેમનીજ કસોટી કરે છે અને તેમનીજ અજમાયેશ લે છે; તેથી કરીને જો કે તેઓનો મુખ્ય ઉદ્દેશ ઉન્નતિક્રમને મદદ કરવાનો છે તો પણ સમયની અથવા સંયોગોની જરૂરીયાત પ્રમાણે વિવિધ રસ્તે આવી મદદ તેઓ પહોંચાડે છે.

દેવતાઓનું કર્તવ્ય નિરંતર તેનું તેજ રહે છે. પરમાત્માની ઇચ્છાને બર લાવવાને તેઓ સદા ઉદ્યમવન્ત રહે છે; ફક્ત હાલના સમયમાં તેઓ દેખાવ દેતા નથી. જેઓને તેમની હયાતિમાં અને તેઓના પ્રવર્તનમાં વિશ્વાસ છે તેમના આગળજ તેઓ દેખાવ દે છે.

આ છતાં પોતાનું કાર્ય તેઓ કર્યાજ કરે છે. આપણી મૂર્ખાઇથી, આપણા અભિમાનથી, અને આપણી અજ્ઞાનતાથી તેઓ પોતાનું કર્તવ્યજ છોડતા નથી. ફક્ત તેઓ અદૃશ્ય રીતે કાર્ય કરે છે; તેઓની દેખાતી હયાતિને લીધે ઉપજતો દિલાસો, પૂર્વકાળનું બળ અને આનંદ, અમર દેવોની સાથેની સંગતિની ઉચ્ચ પ્રતિષ્ઠા, અને આ સ્થૂળ જીવનની પેલીપાર જીવન છે એની ખાતરી—આ સર્વ બાબતો ફક્ત આપણી ખોટી મોટાઇથી અને અજ્ઞાનતાથી આપણે ગુમાવીએ છીએ. એક પણ મૃત્યુ એવું નથી થતું કે જેમાં જે શરીરનું કર્તવ્ય પુરૂં થયું હોય, તે શરીરનો દેવતાએ વિનાશ કર્યો ન હોય. એવો કુદરતી એક પણ અકસ્માત નથી બનતો કે જેના બનાવમાં દેવતાનો હાથ ન હોય. એવી એક પણ મદદ જરૂરના પ્રસંગે માણસને આપવામાં નથી આવતી કે જેમાં દેખીતા મદદગારની પછવાડે કોઇ દેવનું કાર્ય ન હોય. અને દુઃખના વખતે માણસે કરેલા પોકારનો એવો એક પણ જવાબ નથી કે જેમાં મનુષ્યનું દુઃખ દૂર કરવાને દેવે મુંગો જવાબ આપ્યો ન હોય. સર્વ સ્થળે તેઓ પોતાનું કાર્ય કરી રહ્યા છે. આપણને જે મૃત પ્રકૃતિ ( dead nature ) લાગે છે ત્યાં પણ તેઓનો જ હાથ હોય છે. દરેક ચમત્કાર—બનાવમાં દેવની અંધાર પિછોડી હોય છે; અને જગતમાં એવું એક કાર્ય નથી થતું કે જેમાં ચૈતન્યશક્તિ પ્રવર્તતી ન હોય.

બરાબર લક્ષમાં રાખજો કે, તમારા જીવનક્રમના દરેક પગથીએ દેવતાઓ તમારી આસપાસ રહેલા છે. તમારૂં એક પણ કર્મ એવું નથી કે જે તેઓ ભૂલી જાય; તમારી એવી એક પણ આજીજી નથી કે જેનો તેઓ પ્રત્યુત્તર આપે નહિ.

જો તે પળે તમારી વિનંતિ-પ્રાર્થનાનો પ્રત્યુત્તર ન મળે, અને જે દુઃખથી તમે ભય પામતા હો તેવું દુઃખ તમારા ઉપર આવી પડે, તો તે સમયે યાદ રાખજો કે દેવના પ્રેમી હાથેજ તે દુઃખ

તમારા ઉપર આવવા દીધું છે; અને તે દુ:ખ બહાદુરાઇથી સહન કરવામાં જ તમારા દુ:ખનો અંત સમાયલો છે એમ તે દેવોને ખાત્રી હોવાથી જ દુ:ખ આવવા દીધું છે.

તમારે સદા **બાલક** રહેવાનું નથી, પણ **મનુષ્ય** થવાનું છે; જેની પ્રતિકૃતિ (image) તમે છો તેવા **ઇશ્વરના પુત્રો** થવાનું છે; અને નિરંતર તે પોતાના હાથથી દોરી જાય એવા **બાલક** રૂપે તમારે રહેવાનું નથી. દેવોના કાર્યમાં મદદ કરવા માટે માણસાઇબળ તમારામાં આવવા પામે એમ ઇશ્વર ઇચ્છે છે; તે તમને ભવિષ્યની દુનિયાને વાસ્તે કાર્યવાહક બનાવવા ખાતર તમારી ઉન્નતિ સાધે છે; તમે ધારો તો તેમાં વિલંબ કરી શકો; તમે ધારો તો તમારો સમય નિરર્થક ગુમાવો અને એકની એક હલકી સ્થિતિમાં રહી શકો. જો તમને અમુક માર્ગ પસંદ હોય તો તે **તમારી ઇચ્છાશક્તિને દાબીને** દોરવશે નહિ, પણ તમારી સંપૂર્ણ ઉન્નતિ ઝડપથી થવા માટે તમારે તેમની ઇચ્છાનુસાર વર્તવું એ સલાહભર્યું છે, કે જેથી બીજાં વિશ્વોમાં તે ઇચ્છા બર લાવવાનો તમને આનંદ મળે, અને બીજી સ્થિતિમાં તમે ભાનસહિત તેના કાર્યવાહકો થઇ શકો; કારણ કે મનુષ્યો પણ દેવો બનનારા છે, અને દેવોનાં કર્તવ્ય બજાવવાને આપણે પ્રતિદિન લાયક થતા જઇએ છીએ.

ગુરૂ જ્યારે જ્ઞાનોપદેશ નથી કરતા, ત્યારે તેનું કારણ એ નથી હોતું કે ગુરૂ, જ્ઞાન આપવાને **આનાકાની** કરે છે; પણ જેમને ઉપદેશ કરવાનો હોય છે, તેમની **ગ્રહણ કરવાની શક્તિ** તે મહાન્ ગુરૂઓને જ્ઞાન આપતાં બાધરૂપ નીવડે છે. જ્ઞાન એ અમૂલ્ય ભંડાર છે, માટે તે આપવાથી ખૂટી જાય, અને તેટલા માટે જેમ બને તેમ કૃપણતાથી તે આપવો જોઇએ; આ કારણથી મહર્ષિઓ જ્ઞાનનો ફેલાવો કરતા નથી, આવો વિચાર કરનારા પુરૂષો આ મહાન્ ગુરૂ-

ઓનાં દિવ્ય હ્રદયો અને તેમનાં પ્રતિબિંબરૂપ તેમના ભક્તોનાં હ્રદયોને ઘણો મોટો અન્યાય કરે છે. જ્ઞાન નહિ આપવામાં અંતરાયનું કારણ ગુરૂની ઇચ્છા નથી, પણ શિષ્યનાં હ્રદયદ્વાર બંધ હોય તે છે. જ્ઞાન આપતાં ગુરૂને કાંઈ આનાકાની નથી, પણ તેને સાંભળનારને કાન જ નથી. જ્ઞાન આપનારા ગુરૂઓની તંગી નથી, પણ જ્ઞાનને સાંભળનારા અને શિખવાની ખરી ઇચ્છાવાળા શિષ્યોની ખામી છે. મનુષ્યો ઘણીવાર એમ બોલતા સંભળાય છે કે "હાલમાં અવતાર કેમ નથી થતા? કદાચ જો અવતાર ન થાય તો મહર્ષિઓ આવીને પોતાના ઉચ્ચ જ્ઞાનનો બોધ મનુષ્યને કેમ નથી કરતા? તેઓ આપણો કેમ ત્યાગ કરે છે? તેઓ આપણને કેમ છોડી જાય છે? આજની દુનિયાને, આજના કાળમાં, પૂર્વે જેમ તેઓએ બોધ આપ્યો હતો તેમ, શા માટે ન આપે?" એનો ઉત્તર એ છે કે, તેઓ ઘણીજ ધીરજથી રાહ જોયાં કરે છે કે ક્યારે જ્ઞાનની ઇચ્છા રાખનાર એક પણ જીજ્ઞાસુ જડે; અને જ્યારે એક પણ મનુષ્ય તેમનો ઉપદેશ ગ્રહણ કરવાને પોતાના હ્રદયનાં દ્વાર ખોલે છે, અને કહે છે કે "હે દેવ! મને શિખવો" ત્યારે દિવ્ય શક્તિના એક પ્રવાહરૂપે તે ઉપદેશ હ્રદયમાં વહેવા માંડે છે, અને હ્રદય તે ઉપદેશરૂપી જળમાં ડુબી જાય છે. જો તમને એ ઉપદેશ ન મળે તો તેનું કારણ એ છે કે તમારા હ્રદયનાં દ્વાર સોનું, કીર્તિ, સત્તા અને અનેક ઉપભોગ આદિની કુંચીવડે બંધ થયેલાં છે. જ્યાં સુધી આ કુંચીઓથી તમારાં હ્રદયદ્વાર બંધ છે, ત્યાંસુધી સદ્ગુરૂનો તેમાં પ્રવેશ સંભવે નહિ. પણ હ્રદયનાં દ્વાર ઉઘાડો, અને આ ઉપર જણાવેલી કુંચીઓને ફેંકી દો, એટલે તરતજ તમારા હ્રદયમાં જ્ઞાનનો જે પ્રવાહ પ્રવેશ કરવાની રાહ જોઈ રહ્યો હતો તે વ્હેવા માંડશે.

જ્યારે મનુષ્ય આવી સ્થિતિમાં આવી પ્હોંચે છે, ત્યારે કોઇ

સદ્‌જ્ઞાની તેને મળી આવે છે, અને કદાચ સદ્‌જ્ઞાની ન મળે તો અવશ્ય તે કોઇ પુસ્તકના સંબંધમાં આવશે, તે કોઇ જાહેર પુસ્તકાલયમાંથી ચોપડી લેઇ વાંચશે, અથવા ' તમે પેલું પુસ્તક જોયું છે કે?' એમ કોઇ મિત્ર તેને કહેનારો મળશે અને તે પુસ્તક વાંચવાની ભલામણ કરશે. ગમે તે રસ્તે તે પુસ્તક તેને મળશે. તમે પૂછશો કે આટલું બધું શા માટે? તેનું કારણ એજ છે કે કોઇ પણ ઉન્નતિ પામતો જીવ એવી હદે પહોંચે કે જ્યાંથી તે મદદ લેઇ શકે, અથવા વધારે મદદને વાસ્તે લાયક થાય તે હદે તેની તપાસ રાખનારા વધારે ઉન્નતિ પામેલા જીવો (મહાત્માઓ) આ જગત્‌માં વસે છે. જે મદદ અમુક આત્માને જોઇએ છે તે મદદ આપવાને આ સ્થૂળ જગત્‌માં કોઇ પણ મળી શકે તેમ ન હોય તો જેમાંથી વ્યવહારૂ (practical) જ્ઞાન મળી શકે, તેવું પુસ્તક મેળવવાને તે આત્માને દોરવવામાં આવશે.

તે સત્યશોધક આત્માને મદદ કરવી એ પરોપકારી 'મદદગાર'નું કામ છે; અને તેના અનુભવના ચઢીઆતા પગથીયારૂપ હોય તેવું જ્ઞાન જેથી તેને મળી શકે, તેવા સંજોગોમાં તે તેને મુકે છે. પછી એ પુસ્તકમાં તેને ધ્યાન કરવાના નિયમો માલૂમ પડશે, જેનો તે અભ્યાસ કરશે અને તે નિયમોને વ્યવહારમાં મૂકશે; અને તે સર્વનું પરિણામ નીચે મુજબ આવશે.

જેમ જેમ દિનપ્રતિદિન ધ્યાન કરવામાં આવે છે, તેમ તેમ મનના કરતાં પણ ઉચ્ચ ભૂમિકામાં પ્રવર્તતું ચૈતન્ય વધારે ને વધારે મજબૂત થતું માલૂમ પડે છે, તે પોતાની સત્તા વધારે ને વધારે દાખવે છે, અને પોતાનું સ્વરૂપ વધારે 'પ્રકટ' કરે છે. છેવટે તેનું ચૈતન્ય **તદ્દન** ઉચ્ચભૂમિકામાં કાર્ય કરતું થશે, અને તે માણસને જણાશે કે "હું તે **મન** નથી, પણ મન કરતાં **વધારે** શક્તિવાળો છું." અને જે વસ્તુઓને મન સમજી શકે નહિ તે વસ્તુઓ તે

સમજતો થશે અને જે વિચારોનો મનને ખ્યાલ પણ ન આવી શકે તેવા વિચારોથી તે જાણીતો થશે. અને વખતો વખત મનના ઉપર અસર કરી શકે તેવા, પણ મન સમજી ન શકે તેવા વિચારોનો પ્રવાહ ઉચ્ચભૂમિકામાંથી પ્રસરશે, અને તે વખતે જ્યારે તે વિચારો મન આગળ ધરવામાં આવશે ત્યારે તે ખરા છે એમ મન કબુલ કરી શકશે.

તે સ્થિતિએ પહોંચેલા મનુષ્યને પ્રશ્ન ઉઠે છે કે "મેં આ બાબત કદાપિ દલીલથી સિદ્ધ કરી ન હતી. ન્યાયયુક્તિમાં હું તે વિચાર સુધી પ્હોંચ્યો નહોતો, મનન કરીને પણ હું તે વિચારની હદ સુધી પ્હોંચ્યો નહોતો; એકાએક તે ઉચ્ચવિચાર સ્ફુરી આવ્યો, તે ક્યાંથી આવ્યો હશે?" અને તે પ્રશ્નનું નિરાકરણ તે એવી રીતે કરશે કે "તે વિચાર મારામાંથી ઉદ્દભવ્યો; હું મનની પેલીપાર રહેલો છું, અને જ્યારે મન શાંત હોય છે ત્યારેજ મારી સત્તા હું દર્શાવી શકું છું. જેવી રીતે પવનથી સંક્ષોભ નહિ પામેલા સરોવરમાં સૂર્ય, પર્વત, પુષ્પો વગેરે દરેકનું પૂર્ણ પ્રતિબિંબ પડે છે, પણ પવનથી હાલતા સરોવરના પાણીમાં માત્ર અપૂર્ણ પ્રતિબિંબો પડે છે. તેજ રીતે, જ્યારે મન શાન્ત હોય છે, ત્યારે મનરૂપી સરોવરમાં ઉચ્ચ વિચારનું પ્રતિબિમ્બ પડે છે, પણ જ્યાં સુધી જૂદી જૂદી જાતના વિચારોરૂપી પવનો તે માનસિક સરોવરપર વહે છે ત્યાં સુધી તે સરોવર કેવળ ડામાડોળ હોય છે, અને ફક્ત વિચારની અપૂર્ણ મૂર્તિઓ જોવામાં આવે છે."

આ ઉપરથી સિદ્ધ થાય છે કે મનની શાન્ત દશામાંજ ઉચ્ચ વિચારો સ્ફુરી આવે છે. તે પછી એક ઉચ્ચ પગથીયું લેવાનું છે,

આ દશામાં તે જીજ્ઞાસુ ઉચ્ચ વિચારોની સાથે પોતાનું ઐક્ય અનુભવવા પ્રયત્ન કરે છે, તેનો સ્પર્શ કરવાને વલખાં મારે છે, ઉચ્ચ

વિચારો તે પોતેજ હોય એમ સાક્ષાત્કાર કરવાને મથે છે.

તેના બધા પ્રયત્નો એકજ બિંદુ તરફ વળે છે, અને તે પોતાનું મન તદ્દન શાંત રાખે છે. આવો અનુભવ કરવાનો પ્રયત્ન કરતે કરતે કોઇક સમયે, કાંઈ પણ ચેતવણી વગર, સ્વાભાવિક રીતે, મનના નીચલા ભાગોને ખબર પણ ન પડે તેવી રીતે, એકાએક તેનું ચૈતન્ય શરીરની બહાર નીકળે છે; અને તે વખતે પોતે ત્યાગ કરેલા શરીર તરફ પૂર્ણ **ભાન સહિત** તે જોઇ શકે છે.

જ્યારે મનુષ્યે પોતાના મનને પૂરેપૂરી રીતે વશ કર્યું હોય છે, ત્યારે તે આ શરીરમાંથી તેજોમય શરીર સાથે બહાર નીકળે છે, તે કથન અક્ષરસઃ સત્ય છે. આ નવા શરીરમાં આત્મા બહાર નીકળે છે.

તે શરીર ચળકતું, પ્રકાશિત, તેજવાળું—**તૈજસ શરીર** હોય છે. જેઓ આત્માને ઓળખે છે, તેઓને આ અનુભવ થયેલો હોય છે. મનુષ્ય તે આ હાડમાંસનું શરીર નથી, પણ જીવતો આત્મા છે, તે સત્યની આ છેલ્લામાં છેલ્લી સાબીતી છે. તેમાં દલીલની કે તર્કની કે અનુમાનની, શ્રદ્ધાની કે સાંભળેલું માનવાની કાંઈ જરૂર રહેતી નથી. આજ આત્માની હયાતીનું **અનુભવજ્ઞાન** છે.

હું જીવું છું–હું ચૈતન્યવાન્ છું, અને જે શરીરનો મેં ત્યાગ કર્યો તે તો કેવળ મેં ઉપર પહેરેલો ડગલો હતો. તે શરીર તે હું નથી, તે શરીર આત્મારૂપ નથી, તે હું નથી, હું તો આ રહ્યો. મેં તે શરીરનો ત્યાગ કર્યો છે. હું તેમાંથી છુટો થયો છું. હું તેમાંથી મુક્ત થયો છું.

આપણે સ્થૂલ જીવનને જીવન કહીએ છીએ, પણ તે ખરૂં જીવન નથી, આપણું આ સ્થૂલ જીવન તો ઘણુંજ પરિમિત છે, કેદખાના સમાન છે, સુસ્ત છે, ઘણુંજ અપૂર્ણ છે, તેમ છતાં કેટલાક સ્થૂલ ભુવનના અનુભવ, જે આત્માને જરૂરના છે, અને જે યોગ્ય સાધનોના

અભાવે બીજી કોઇપણ રીતે ન મળી શકત, તે અનુભવો મેળવવા ખાતર થોડા વખત સારૂ આત્માને આ સ્થૂળ જીવનમાં પડી રહેવું પડે છે.

પણ જેમ જેમ તમે ધ્યાન કરતા જશો, તેમ તેમ તે ઉચ્ચ પ્રકારનું જીવન તેજ ખરૂં–આબેહુબ જીવન લાગશે અને આ સ્થૂળ શરીરનું જીવન તે સ્વપ્નરૂપ લાગશે–માયાવી જણાશે. જો કે તમારે આ સ્થૂળ જીવનની ફરજો બજાવવાની હોય, કર્તવ્યો કરવાનાં હોય, અને બીજું પણ ઘણું કરવાનું હોય, છતાં આ જગત્ તે કેદખાના સમાન છે, મરણ સમાન છે, પણ સ્વતંત્રતાપૂર્ણ અને જીવનમય તે લાગતું નથી, પણ આ અનુભવ થતાં આપણને જણાય છે કે, આપણે જીવતા, શક્તિમાન્, જાગૃત ચૈતન્યવાળા છીએ, ત્રણભુવનો આપણે વાસ્તે ખુલ્લાં છે. સ્વર્ગ એ આપણી જન્મભૂમિ છે, અને ત્યાં રહેવાનો આપણો સ્વભાવ અને હક્ક બન્ને છે.

એમ કહેવાનો આશય નથી કે આત્માનું આ અનુભવજ્ઞાન કિંમત આપ્યા વિના મળી શકશે. શારિરીક ઇચ્છાઓ અને ઇન્દ્રિયોના વિષયોનો તમે પૂરેપૂરી રીતે ઉપભોગ કરો અને તે સાથે આ ઉચ્ચ પ્રકારના જીવનની પણ ઉન્નતિ કરી શકો એમ કહેવાનો પણ ખોટો ઢોંગ આ લેખક કરતો નથી. કહેવાનો આશય એજ છે કે, જે સુખની તમે પેલીપાર ગયા છો, અને જે સુખ હવે તમને વધારે વાર આકર્ષી શકતું નથી, તે સુખનો ભોગ તો તમારે ઉચ્ચ જીવન ગાળવાને માટે આપવો જ પડશે. જ્યારે તમે બાળક મટી યુવાન્ થાઓ છો, ત્યારે બાળપણનાં રમકડાંનો જેમ ત્યાગ કરો છો, તેમ અહીં પણ કરવાનું છે. તમારે હવે તેની જરૂર નથી. એમ પણ નથી કે કોઈ તમારી પાસેથી તે રમકડાં લેઇ લે છે, અથવા તે ભાગી નાખે છે. તમારે હવે તેની બિલકુલ જરૂર રહી નથી, તમને હવે ઉંચી જાતનાં રમ-

કડાં વધારે આનંદ આપનારાં નીવડ્યાં છે. મન પણ એક રમકડું છે; જો કે ઇન્દ્રિયો કરતાં વધારે ઉંચા પ્રકારનું–છતાં તે પણ એક રમકડુંજ છે.

ઉચ્ચ ભુવનોમાં મનને પણ એક સાધનરૂપ–રમકડારૂપ ગણવામાં આવેલું છે. ધીમે ધીમે તમે આ સુખનાં સાધનોનો ત્યાગ કરો છો. તેઓમાં તમને હવે રસ પડતો નથી, પણ તે છતાં તમારી ફરજો તો તમે અગાઉ કરતાં પણ વધારે સારી રીતે બજાવશો.

ધ્યાનથી મનુષ્યો ઓછા ચાલાક કે આંધળા બનતા નથી; પણ વધારે ચાલાક અને વધારે જાગ્રત્ બને છે; તેઓ પ્રમાદી નહિ પણ વધારે અપ્રમત્ત અને ચપળ બને છે.

તમે ઉચ્ચ મનને ખીલવવામાં લાગેલા હો ત્યારે નીચલા મનની શક્તિઓ તમારે ખોઇ નાખવાની જરૂર નથી. હવે તે શક્તિઓ તમારા વધુ કાબુમાં છે, અને તમે ચિંતાથી, મોટા ઉદ્વેગથી કે નકામી ધાંધલથી તે શક્તિઓને વિખેરી નાંખતા નથી; તેથી જ્યારે તમારે તેનો ખપ પડે ત્યારે તે તમારી આજ્ઞા ઉઠાવવાને તૈયારજ હોય છે. ખરા ધ્યાનીમાં સામાન્ય વિવેક બુદ્ધિ ( discrimination ) ખુલ્લી રીતે જણાઈ આવે છે; અને તર્ક, ન્યાય, બુદ્ધિ, સાવધતા, ડહાપણ વગેરે ગુણો પણ તેનામાં વધારે મજબુતાઇથી અને વધારે ભવ્ય સ્વરૂપમાં જણાઇ આવે છે. તે મનની ઉપરની ભૂમિકામાં કામ કરી શકતો હોવાથી મનની ભૂમિકામાં પોતાની શક્તિઓ પ્રથમના કરતાં વધારે સારી રીતે વાપરી શકે છે.

તેનું જીવન ઘટ્યું નથી; તેનું સામાન્ય જીવન જતું રહ્યું નથી; તેણે જે ખોયું હોય તે વધારે સારા પ્રમાણમાં તે પાછું મેળવી શકે છે.

જ્યારે મનુષ્ય હલકા તત્ત્વનો ત્યાગ કરે છે, ત્યારે ઉચ્ચ તત્ત્વ પૂર્ણ જોરથી તેનામાં વ્હેવા લાગે છે, અને તેથી હલકું પણ વધારે

ચળકતું ભાસે છે. આવો મનુષ્ય કોઇ પણ ચીજ માગતો નથી; સર્વ વસ્તુ તેને **આવી મળે છે.** તે કોઇપણ ચીજ શોધતો નથી; પણ સર્વ ચીજો માગ્યા વિના તેની પાસે આવી ઉભી રહે છે. પોતાંની પાસેની સર્વ ચીજો તે આપી દે છે, અને સર્વ ચીજો આપવા છતાં તે નિરંતર પૂર્ણ હોય છે.

જેઓને આત્માની હયાતીના પુરાવાની જરૂર નથી, અમે જીવતા આત્માઓ છીએ એવું જેમને ભાન છે, જેઓને આત્માના અસ્તિત્વનો **જાતિ અનુભવ** ન હોવા છતાં એ બાબતમાં એટલી બધી શ્રદ્ધા છે કે તેને તર્કશાસ્ત્ર હલાવી શકે નહિ, દલીલો ફેરવી શકે નહિ, અને પુરાવો બદલાવી શકે નહિ, તેવા પુરૂષોને હું એક બે બોલ કહું છું. દલીલમાં હારી જાય, તર્કમાં ગભરાઇ જાય, સાબીતીમાં ગુંચવાઈ જાય છતાં જે લોકો **કહી** શકે કે "મને **લાગે** છે અને હું **જાણું** છું કે હું જીવતો આત્મા છું." તે લોકોને હું આ પ્રમાણે કહું છું:-

આ નીચલાં પગથિયાં સંબંધી માથાકૂટ કરતા નહિ; જડવાદીને આત્માની હયાતી સાબીત કરી આપવાની જે દલીલો વારંવાર કહેવામાં આવે છે તે દલીલો સંબંધી પણ કડાકૂટ કરતા નહિ. તમારા અંતઃસ્ફુરણ (intuition) ઉપર વિશ્વાસ રાખો, અને તે જે સત્ય સૂચવે તે પ્રમાણે ચાલો. તમારો અંતરનો અવાજ તમને કદાપિ ખોટે માર્ગે દોરશે નહિ. તે અંતર્નો અવાજ આત્માનો પોતાનોજ અવાજ છે, અને તમારે તેની સત્તા માનવીજ પડશે. તેથી તમે અંતર્ના અવાજ ઉપર શ્રદ્ધા રાખો. જો કે તમે સત્ય તરીકે **સાબીત** ન કરી શકો, છતાં અંતર્નો અવાજ જે કહે તે સત્ય તરીકે સ્વીકારો. અને તે સત્યને સત્ય માની લેઇને તે પ્રમાણે વર્તો. તે પછી મેં ઉતાવળથી જે ધ્યાનની રીતિ સૂચવી હતી, તે પ્રમાણે વર્તો. જેમાં ધ્યાનનાં પગથિયાં પદ્ધતિસર બતાવવામાં આવ્યાં હોય, તેવાં પુસ્તકો લેઇને તેનો અભ્યાસ કરવા માંડો. જે દલીલો

સમજવાને તમારી મગજ શક્તિ સમર્થ ન હોય, તે દલીલોનો વિચાર કરવામાં તમારો સમય નકામો ગુમાવતા નહિ. તમારી અંદર રહેલા અંતરના અવાજ ઉપર વિશ્વાસ રાખો. જેઓ આ માર્ગે ચાલ્યા હોય, તેઓએ જે સૂચનાઓ સાબીત કરી બતાવી હોય, તેઓની તે સૂચના પ્રમાણે ચાલો. એટલે આ માર્ગે ઘણી સહેલાઇથી અને જલદીથી તમને જ્ઞાન મળી શકશે. અને પછી લાંબા વિલંબ વિના તમે તમારા જ્ઞાનથી કહી શકશો કે આ બાબતો ખરી છે. જો તમારો આત્મા અંદરથી તમને કહેતો હોય તો તે બાબતની સત્યતા બુદ્ધિથી પુરવાર કરવાને અટકતા નહિ; દૈવી અવાજ ઉપર વિશ્વાસ રાખો. દૈવી પ્રેરણા પ્રમાણે ચાલો; ઋષિઓએ, પેગંબરોએ અને મહાન્ ગુરૂઓએ જે માર્ગ બતાવ્યો છે, અને હાલ પણ તેમના શિષ્યો તે માર્ગે ચાલીને જે માર્ગની સત્યતા પુરવાર કરે છે ( અને તે માર્ગ સાધ્યબિન્દુ તરફ લઈ જાય છે, એમ જણાવે છે ) તે માર્ગ ઉપર ચાલો. ત્યારે તમે પણ જાણી શકશો; ત્યારે તમે પણ આ જ્ઞાનના ભાગીદાર થશો; ત્યારે તમારા અંતઃસ્ફુરણને અનુભવ જ્ઞાનનો ટેકો મળશે, અને તમે અમર આત્મા છો એમ સાક્ષાત્કાર થશે.

જેઓને પુરાવાની જરૂર નથી, પણ જેઓ અંતઃસ્ફુરણ ઉપર આધાર રાખે છે, તે લોકોને મારો સંદેશો ઉપર પ્રમાણે છે. હું તમને આ સંદેશો કહેવામાં મારી તરફથીજ બોલતો નથી; આ સત્ય જણાવવામાં હું કાંઇ નવીન કહેતો નથી.

જે દરેક પેગંબરે જાહેર કર્યું છે, જે દરેક મહાન્ ગુરૂના શિષ્યે શિખવ્યું છે, જે દરેક દૈવી પુરૂષે પ્રકટ કર્યું છે, તે બાબતની આ સમયે અને આ પ્રસંગે હું તમને માત્ર ખાત્રી આપવા રૂપે કહું છું. તે મહાન્ આત્મમંડળના દૂત તરીકે હું ફક્ત તે મહાત્માઓનો સંદેશો તમને પહોંચાડું છું. સ્મરણમાં રાખજો કે હું જે કહું છું તેમાં બોલ-

નાર હું છું, પણ અવાજ તો તે મહાન્ ગુરૂઓનો છે. હું પ્રાચીન જમાનાના મહાપુરૂષોને સાક્ષી તરીકે લાવું છું; આવા અસંખ્ય મહાત્માઓ તરફથી તમારી સંમુખ આ સંદેશો હું કહું છું.

મારૂં જ્ઞાન અપૂર્ણ છે, બહુ ન્યૂન છે, મારા અનુભવો બહુજ ઓછા અને પરિમિત છે; છતાં હું તે મહાન્ ભ્રાતૃમંડળનો સેવક છું, અને આ સેવક થવું તેને હું મોટામાં મોટું માન ગણું છું અને તે મહાત્માઓની સેવા કરવા સમર્થ થવું તેને હું મોટામાં મોટો આનંદ માનું છું.

આત્મા અસ્તિત્વ ધરાવે છે, એવો મને જાતિ અનુભવ છે; છતાં હું તે મારા નામથી કહેવાની હિમ્મત ધરતો નથી. છેક પ્રાચીન કાળથી આરંભીને તે અત્યાર સુધી જે પેગંબરોનું-મહાન્ ગુરૂઓનું-ઋષિ મુનિઓનું—અખંડિત ભ્રાતૃમંડળ ચાલ્યું આવેલું છે, તે મહાત્માઓના અડગ અને અચળ પુરાવા ઉપર આ વિષયની સત્યતા મૂકું છું. તેઓના દૂત તરીકે હું આ તેમનો જ બોધ જણાવું છું. જો તમે પણ દૃઢ ઇચ્છા કરી જણાવેલા માર્ગે વર્તો તો તમે પણ તે સાબીત કરી શકશો.

આ પ્રમાણે મનુષ્યનો આત્મા અજ્ઞાનમાંથી આગળ આવી થોડા જ્ઞાનવાળો થાય છે, અને થોડા જ્ઞાનમાંથી ઉન્નતિ પામી દૈવી જીવનનો અનુભવ કરે છે, કે જે દશામાં ઉચ્ચમાં ઉચ્ચ પરમાર્થ તે ઉચ્ચમાં ઉચ્ચ આનંદ રૂપ થાય છે.

આ (ઉન્નતિક્રમની) નિસરણીના એક કે બીજા પગથિયા પર, હે વાચક ! આપણે સઘળા ઉભેલા છીએ. આપણા દરરોજના જીવનવ્યવહારમાં જે સવાલો આપણે ઉકેલવાના આવી પડે છે, તે આપણી ઉન્નતિના પગથિયાને લગતા જ હોય છે; અને જ્ઞાન અને વર્તનથી આપણે તે ઉકેલી શકીએ છીએ.

કેટલીકવાર કોઇ વધારે ડાહ્યો અને વધારે ( જ્ઞાનવૃદ્ધ ) અનુભવી આત્મા, યુવાન આત્માને મદદ કરવાને પોતાનો અનુભવ જણાવે છે; અને આ અનુભવ ખુલ્લી રીતે જણાવીને ઓછા અનુભવવાળા આત્માઓની ઉન્નતિ ઝડપથી સધાવવામાં કારણભૂત થાય છે. તે નિયમ જાહેર કરવાથી તે નિયમનો અનુભવ કરવાનું કામ ઘણું સરળ બનતું જાય છે.

આવા આત્માઓ પ્રેરણા કરનાર કહેવાય છે અને તેઓનો ઉપદેશ પ્રેરિત ગ્રન્થો (inspired works) સમાન છે.

આવી મદદ આપવાને સ્થૂળ શરીર ધારણ કરીને કેટલાક જીવન્મુક્તો–દૈવી ગુરૂઓ આપણી વચ્ચમાં વસે છે. તેઓ પોતાના બોલેલા શબ્દોથી આપણું ગુપ્ત રહેલું અંતઃસ્ફુરણ જાગ્રત્ કરે છે, અને સત્યને પ્રકટ કરી પ્રકાશ તરફ જવામાં આપણને મદદગાર નીવડે છે.

તે મહાન્ ભ્રાતૃમંડળમાંથીજ આપણને દૈવીજ્ઞાનના કકડાઓ વારંવાર મળેલા છે. તેઓ પોતાના શિષ્યોને દૂત તરીકે મોકલે છે, અને આવા દૂતો ( જગત્ જલ્દીથી આગળ વધે તે માટે ) જે સત્યો પોતે નમ્રતાથી શિખ્યા હોય છે તે સત્યો જગત્ સંમુખ જણાવે છે. પણ આપણે અભ્યાસ વડે જેટલા આગળ વધી શકીએ તે કરતાં આપણા જીવનથી વધારે આગળ વધીએ છીએ, એ કદાપિ ભૂલવું નહિ. જેમ જેમ આપણે ભેદભાવ ઘટાડતા જઇએ અને દયામય જીવન ગાળીએ, તેમ તેમ, ઉચ્ચ સૌંદર્યના નમુના આપણી નજરે પડતા જાય છે. પ્રથમની માફક હાલ પણ જેઓ આજ્ઞા ઉઠાવશે તેઓજ તે સિદ્ધાંતો સમજી શકશે, અને દૈવીગુરૂઓ પાસેથી શિખવાનો હાલના જેવો પ્રાચીનકાળમાં કોઈ પણ સમય નહોતો, એ વાત પણ સત્ય છે.

માનસિક ભૂમિકાના ત્રીજા એટલે ઉચ્ચમાં ઉચ્ચ પ્રદેશમાં

મહાત્માઓ, તેમના દીક્ષિતો અને શિષ્યો રહે છે. એ લોકના દેહના બંધારણમાં આ લોકના આ પ્રદેશની પ્રકૃતિ વિશેષ હોય છે. ઉત્તમ પ્રકારની માનસિક શક્તિઓનું સ્થાન આ છે. અહીં રહ્યા રહ્યા મહાત્માઓ મનુષ્યનું કલ્યાણ કરનારી પ્રવૃત્તિઓ કરી તેમને પોતાની કૃપાપ્રસાદી પહોંચાડયા કરે છે. ઉચ્ચ ભાવનાઓ, નવી શોધ માટે નવા નવા વિચારો, નવી નવી યુક્તિઓ, ભક્તિની ઉચ્ચ પ્રેરણાઓ, વગેરે રૂપે તેમની કૃપાપ્રસાદીનો વરસાદ આ લોકમાંથી મનુષ્યના પોષણને અર્થે વણાંજ કરે છે. આવી અનેક પ્રકારની કલ્યાણકારી ક્રિયાઓ અહિંથી અનેક રીતે સ્થૂલ લોકને પહોંચે છે. પૃથ્વીપર શુદ્ધ અને ઉત્તમ પંક્તિના જીવોને આ પ્રસાદીનો ઘણો લાભ મળે છે. નવી શોધ કરવાના કોઇ વિચારમાં ગરક થયેલા સૃષ્ટિચિંતકને, એકાએક કોઈ વિચાર સૂઝી આવે છે, ગાનકલાની ધૂનમાં લાગેલા કોઇ ગવૈયાને ગાનનો કોઇ નવોજ ધ્વનિ કાનમાં પડતો સંભળાય છે. કેટલાકને કાંઇ ગૂંચવણ ભરેલા વિચારનું સમાધાન અકસ્માતજ થઇ જાય છે. કોઇ પરગજુ માણસ જે પોતાના લોકહિતાર્થે કાર્યમાં નિરાશ થતો હોય છે તેનામાં કોઈ આશાનાં અંકુર સ્ફુરી નીકળે છે. આવા આવા બનાવો બને છે, એ વાત તો સર્વ કોઇ જાણે છે. છતાં પણ સામાન્ય લોક કહે છે કે 'કોઇને કાંઇ પણ મદદ મળતીજ નથી' એ શું આશ્ચર્ય નથી? "આ વિચાર મને સૂઝયો," "મને આમ થઇ આવ્યું", "ફલાણી વાત કે શોધ મારા મ્હોં આગળ આવીને જાણે ઊભીજ રહી" વગેરે અનેક રીતે આ એકની એક વાત બોલાય છે. જો કે તેમનાં ચર્મચક્ષુઓ અંધ છે છતાં તેમનાં અંતર્ચક્ષુ આ સત્યને કબુલ કરે છે.

માનસ લોકમાં ઘણા પ્રકારના દેવતાઓ વસે છે. તેઓના સ્થૂલમાં સ્થૂલ દેહ માનસિક પ્રકૃતિના બનેલા હોય છે. તેઓ એક

પ્રકારના દિવ્ય જીવો છે. એ દેવતાઓ સૃષ્ટિવ્યવસ્થાના જુદા જુદા પ્રકરણોના અધિષ્ઠાતા દેવો છે. એ દેવતાઓ ભુવર્લોકના દેવગણો ઉપર દેખરેખ રાખે છે. એ દેવતાઓ વિવિધ પ્રકારના છે. એ દરેક વર્ણના દેવતાને તેમના માથે શ્રેષ્ઠ એવા અધિષ્ટતા દેવતાઓ પણ છે. આ દેવતાઓ રૂપદેવો અને અરૂપદેવોના નામે ઓળખાય છે. તેઓ ઘણા જ્ઞાની હોય છે; તેમ તેમની સત્તા પણ બહુદેશી હોય છે અને સ્વરૂપે પણ તેઓ બહુ દિવ્ય છે. તેઓનાં રૂપ તેજોમય અને અલૌકિક રંગથી શોભતી મૂર્તિના જેવાં છે. દેખાવમાં પણ તેઓ બહુ ભવ્ય છે. શાન્તિની તો જાણે મૂર્તિજ હોય એમ સ્પષ્ટ દેખાય છે; અને તેમની શક્તિની તો સીમાજ નથી. ભુવર્લોકનાં દેવગણોના આ દેવતાઓ અધિષ્ઠાતા છે, અને તેઓજ એ દેવગણોને તેમના કાર્યમાં યોજે છે. સૃષ્ટિમાં દરેક ક્રિયા જે નિયત અને વ્યવસ્થિત નીતિએ ચાલતી જણાય છે તેનું કારણ આ દેવતાઓજ છે.

કોઈ ગુરૂશ્રીના શિષ્યો પણ આ માનસ લોકમાં જોવામાં આવે છે. જે ઉપાધિમાં તેઓ આ માનસ લોકમાં રહે છે તે માયાવીરૂપ કહેવાય છે; તેઓ અહીં હોય છે ત્યારે તેઓનાં સ્થૂલ દેહો તો પૃથ્વીપર ભૂલોકમાં, નિદ્રાવશ કે મૂર્છામાં પડેલાં હોય છે. સ્થૂલ જ્યારે ભર નિદ્રામાં પડેલું હોય છે, ત્યારે જીવ તેમાંથી બહાર નીકળે છે, અને પોતાના સ્વદેશમાં આવીને રહે છે, એટલા માટે કે તેમ કરવાથી તે પોતાનું કાર્ય સુગમતાથી કરી શકે. અહિંથી તે બીજા મનુષ્યોપર સારી અસર કરી શકે છે, અને તેથી અહીં રહ્યા રહ્યા તેઓ બીજા મનુષ્યને શુભ ઇચ્છા પ્રેરવાનું કાર્ય વધારે સહેલાઇથી કરી શકે છે. જે ઉચ્ચ ભાવનાઓ આપણા મુખ આગળ વખતોવખત ખડી થાય છે, તે પણ અહિંથીજ પ્રેરાયેલી હોય છે. મનુષ્યને કેવા પ્રકારની સહાયની જરૂર છે તે અહિં રહ્યાથી બરાબર સમજી શકાય છે. અને

તેથી જ અહિંથી તેમને વધારે સારી રીતે સહાય કરવાનું બની શકે છે. દુઃખી માણસ જાણવા પણ ન પામે કે મ્હારા દુઃખનો બોજો કોણ ઉપાડે છે, અને જરૂરની વખતે મને ધીમે રહી આશ્વાસન આપી મદદ કોણ કરે છે, એવી રીતે, અદશ્ય રહી સંસારમાં ડૂબેલા પોતાના બંધુઓને મદદ કરવાના સંયોગ પામવા, એને આ શિષ્યો પોતાનું મહદ્ ભાગ્ય સમજે છે. આ પ્રમાણે તેઓ અદશ્ય રહી શત્રુ તથા મિત્ર સર્વને સહાય કરે છે; અને વળી તેમનાથી પણ ઉપલા પ્રદેશમાં રહેનારા મહાત્માઓની કૃપાપ્રસાદીની યોગ્ય વ્યવસ્થા કરી દરેક મનુષ્યને તે પહોંચાડવાનાં સાધન પણ એઓજ છે. આ મહાત્માઓ જેઓ પોતે, સ્વાભાવિક રીતે, માનસ લોકના સાતમા એટલે ઉચ્ચમાં ઉચ્ચ પ્રદેશમાં બિરાજે છે તેઓ પ્રસંગોપાત્ત ઘણીવાર અહિં આવે છે.

આપણા કરતાં ચઢતી પંક્તિના જીવો સાથે આપણે આપણી ગ્રહણ કરવાની શક્તિના પ્રમાણમાં સંબંધમાં આવી શકીએ. મહાત્માઓના જીવનની ઘણી બાબતો આપણી દૃષ્ટિમર્યાદાની બહાર છે. એમાંથી જેટલું આપણી શક્તિથી ગ્રહણ કરી શકાય તેટલુંજ આપણને જણાય છે. આ મહાત્માઓ આપણી સ્વર્ગસ્થિતિને સમયે આપણને સહાય કરી શકે છે. એવી સહાય મેળવવા માટે કેવા અધિકારની આવશ્યકતા છે, તે થોડીવારમાંજ આપણે જોઇશું. એ સહાય મળવાથી આપણે તેમને વિશેષ ઓળખતા જઇએ છીએ.

બ્રહ્મજ્ઞાનની જીજ્ઞાસા રાખનાર, તથા એકનિષ્ઠાથી વિશ્વના મહાન્ ગુરૂઓને શરણે જઇ રહેવાની ઇચ્છા રાખનારાઓમાંના જેઓએ મનુષ્ય જાતિના ગુરૂઓદ્વારા મળેલા જ્ઞાનને જીવનવ્યવહારમાં મૂકવા ધીરજથી પ્રયત્ન કર્યો હોય છે, તેઓ પણ આ લોકમાં આવીને રહે છે. તેમની ઇચ્છા અહિં પરિપૂર્ણ થાય છે. તેમની જીજ્ઞાસા અહિં સંતોષાય છે; અને જે ગુરૂઓને શોધવાનાં તેમનાં પ્રયત્ન મિથ્યા ગયેલાં લાગતાં

હતાં તે ગુરૂઓના તેઓ શિષ્ય થઈ રહે છે. સ્વર્ગમાં આવી રીતે પ્રાપ્ત થતા જ્ઞાનરસનું જીજ્ઞાસુઓ પાન કરે છે; અને ગુરૂચરણમાં રહી પોતાનો વિકાસ કરે છે. તેઓ ફરી જન્મે છે ત્યારે મનુષ્યજાતિના ગુરૂઓ અને જ્ઞાનદીપકરૂપે જન્મે છે, અને આત્મજ્ઞાની ગુરૂઓનાં લક્ષણ તેમનામાં જન્મથીજ રહેલાં જણાય છે.

ખરી ભક્તિથી જ્યારે કોઈ જીજ્ઞાસુ કોઇ મહાન્ ગુરૂના અથવા તત્ત્વજ્ઞાનીનાં પુસ્તકો વાંચવામાં તલ્લીન થાય છે, ત્યારે તે જીજ્ઞાસુ તેમ કરવાથી સૂક્ષ્મ બાબતનાં કાંઈ પણ જ્ઞાનવગર પણ મૃત્યુ પછી આ પ્રદેશમાં રહેવાનો અધિકાર પ્રાપ્ત કરે છે. આમ કરવાથી પોતાના પૂજ્ય ગુરૂદેવ સાથે પોતાનો સંબંધ થવાનું એક પ્રકારનું સાધન ઉપજાવે છે. આ સંબંધ સ્વર્ગમાં બહુ કામ લાગે છે. આવા પૂજ્યભાવથી જે જીવોનો સંબંધ આ પૂજ્ય મહાત્માઓ સાથે થયો હોય છે તે જીવો સ્વર્ગમાં તેમના સંસર્ગમાં આવે છે. જેમ સૂર્યનો પ્રકાશ સર્વત્ર એક સરખો હોય છે છતાં, જૂદા જૂદા સ્થાનની જૂદી જૂદી સામગ્રી પ્રમાણે એ પ્રકાશ દરેક સ્થાનમાં જૂદો જૂદો પડતો જણાય છે, થોડો કે વિશેષ જણાય છે, તેમ દરેક મનુષ્યે પોતપોતેજ પોતાની જે ઇષ્ટમૂર્તિઓ પોતાના સામર્થ્યને અનુસાર ઉપજાવેલી હોય છે તે દ્વારા દરેકમાં આ ગુરૂઓ પ્રકાશે છે. તે તે મૂર્તિના પ્રમાણમાંજ તેઓ તે દ્વારા પ્રકાશી શકે છે. આ પ્રમાણે દરેક શિષ્યને તેના ગુરૂનો સમાગમ થાય છે અને આ લાભ કોઇને પણ મળતો અટકતો નથી.

એથી પણ શ્રેષ્ઠ-એથી પણ રમણીય એક સાતમો પ્રદેશ છે, જ્યાં મહાત્માઓ અને દીક્ષિતો તેમની માનસિક સૃષ્ટિમાં રહે છે. દીક્ષા લઇ પૃથ્વીપરજ જે મનુષ્યે, અનન્ત જીવનને માર્ગે જવાના દ્વારમાં પ્રવેશ કર્યો હોતો નથી તેઓથી અહિં આવી શકાતું નથી. માનસિક અને નૈતિક પ્રસાદીનાં જે ઝરણ પૃથ્વીપ્રતિ નિરંતર વહ્યાં

કરે છે તેનું મૂળ અહિં છે. આધ્યાત્મિક પ્રતાપનું પોષણ કરનારી વૃષ્ટિ પણ અહિંથીજ થાય છે. પૃથ્વીપર જે બુદ્ધિબળ જણાય છે તેનું મૂળસ્થાન આ છે. સાત્વિકબુદ્ધિપ્રભાવનું ઉત્તેજન પણ અહિંથીજ થાય છે. અહિં રહેનારા જીવોને અનિત્ય ઉપાધિ સાથે સંબંધ હોય અથવા ન હોય છતાં તેઓને તેથી કાંઇ બાધ થતો નથી. તેઓ સર્વદા અને સર્વથા પોતાના ચૈતન્યનો અનુભવ કરે છે અને પોતાની આસપાસના બધા જીવોના સંપૂર્ણ સંસર્ગમાં રહે છે. દેહ ધારણ કરી પોતાની અનિત્ય ઉપાધિમાં પોતાની શક્તિ પ્રેરવી કે નહિ, એ તેમની સ્વતંત્ર ઇચ્છા ઉપર આધાર રાખે છે. એ કાર્ય તેઓ પોતાની ઇચ્છાનુસાર કરે છે; અર્થાત્ તેઓ સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે. જગદ્વત્સલ પરમાત્માની ઇચ્છાને અનુરૂપ થઇ રહેલી મહાત્માઓની ઇચ્છાને અનુસાર તેઓની ઇચ્છા સ્ફુરે છે. જેઓ મહાત્મ પદે પહોંચ્યા નથી, જીવનમુક્તિ પામ્યા નથી, તેમનું છેલ્લું બંધન જે 'અહંકાર' તેનું જે અવશેષ રહેલું હોય છે તે અહિં છૂટે છે, અને તે છૂટે છે તેમ તેમ તેમની ઇચ્છા સૃષ્ટિપાલકઇચ્છાને અનુરૂપ થતી જાય છે.

મનુષ્યના હૃદયસ્થ પુરૂષના માનુષી ભાવનું સર્વોત્તમ સ્વરૂપ પાંચમા લોકમાં છે. એ પાંચમો લોક નિર્વાણલોક કહેવાય છે. બ્રહ્મવિદ્યામાં આ રૂપને આત્મા એ નામ આપ્યું છે. આ પાંચમો લોક તે સતનો લોક છે. આપણી પંચલોકી સૃષ્ટિમાં જે દિવ્ય સત્તા સ્ફુરે છે, તેનો આ સ્વદેશ છે. એથી પણ પર એવો છઠ્ઠો અને સાતમો એવા બે લોક પરમાત્માની દિવ્ય જ્યોતિના અવર્ણ્ય તેજમાં ઢંકાએલા હોવાથી મનુષ્યદૃષ્ટિને તો તે અજ્ઞેય રહે છે. મનુષ્યજાતિના જે પ્રૌઢ પ્રતાપી ધીરવીર મનુષ્યો માનુષી વિકાસક્રમને પારંગત થયા છે, તે જીવન્મુક્તો—મહાત્માઓ ત્યાં સ્વરૂપમાં સ્થિત રહે છે. એ વિનાના બીજા પણ મહા પુરૂષો ત્યાં વસે છે. અભેદ અનુભવતાં છતાં

પણ પોતાનું સ્વત્વ કેમ જાળવી રાખવું તે એમણે જાણી લીધું છે. એ અમર આત્માઓ–ચિરંજીવીઓ–જ્ઞાન, આનન્દ અને શક્તિમાં પૂર્ણતા પામ્યા છે; મનુષ્યજીવનનો પરમોત્કર્ષ તેઓએ સિદ્ધ કર્યો છે.

અહિંથીજ આ માર્ગનો અંત આવી રહ્યો છે. આ માર્ગનો જે અંત છે, તે નિર્વાણનો ઉમરો છે. ચોથી દીક્ષામાં પરમહંસ રૂપે તે શિષ્યે વિદેહી અવસ્થામાં આ નિર્વાણ દશા પણ અનુભવી હોય છે, પણ આ ઉમરાપર પગ મૂકતાંજ નિર્વાણિક દશા તેના ચિત્તની સ્વાભાવિક અવસ્થા થાય છે; કારણ કે નિર્વાણ ધામ, આર્ય ધર્મમાં જેને જીવનમુક્ત કહે છે અને બૌદ્ધ ધર્મમાં જેને અશેખ કહે છે તેને રહેવાનું સ્થાન છે. હવે એ શિષ્ય માનુષીક્રમની ટોચે પહોંચ્યો છે. તેની આગળ પણ તેનાથી પર, શ્રેષ્ઠતર વર્ગના મહા તેજસ્વી જીવો છે. પણ તેઓ અતિમાનુષ વર્ગના છે. શરીરના બંધનો તેણે સઘળાં તોડી નાખ્યાં છે અને મુક્તિનો સમય આવ્યો છે. એ વિજયી શિષ્ય 'ઇતિ સમાપ્ત' એ સૂત્ર ઉચરે છે. જુઓ, ઉમરો ઓળંગી તેણે મુક્તિધામમાં પ્રવેશ કીધો છે; અને નિર્વાણ દશાના અલૌકિક તેજમાં તે ગુમ થઇ ગયો છે. મનુષ્યજાતિનો એક જીવ મૃત્યુને તરી ગયો છે. આ અલૌકિક પ્રભાની પેલીપાર શું છે, તે હજી આપણને અગમ્ય છે. કાંઇક ભાસ થાય છે કે પરમાત્માના ધામે પહોંચાયું છે અને ભક્ત અને ભગવાન્ એક સ્વરૂપ થઇ રહ્યા છે. જીવ શિવ સ્વરૂપ થયો છે. જીવની દીર્ઘયાત્રા પૂરી થઇ છે, અને તે બ્રહ્માનન્દમાં લીન થયો છે.

પણ આમ થવાથી શું પૃથ્વીએ પોતાના એક પુત્રને ગુમાવ્યો? શું મનુષ્યજાતિ, પોતાના આ વિજયી પુત્ર વિનાની નિરાધાર બની? નહિ! પ્રકાશના હૃદયમાંથી તે, ઉદ્ભવ્યો હતો અને નિર્વાણને ઉમરે ઉભેલો તે પ્રકાશરૂપ થઇ રહેલો દેખાય છે; પરમાત્માસ્વરૂપ થઇ રહ્યો

છે પણ હવે તેની દૃષ્ટિ પૃથ્વી તરફ વળી છે. પાછળ ગોથાં ખાતા રહેલા મનુષ્યજાતિના જીવોપ્રત્યે બહુ કરૂણાદૃષ્ટિથી તે જુએ છે. તે તેના એકસ્વરૂપી બંધુઓ છે. ગોવાળ વિનાનાં સૂનાં ઢોરની પેઠે તેમને સૂનાં મૂકી તે પોતે આગળ જઇ શકતો નથી. મહા ત્યાગવડે પ્રતાપવાન્, સંપૂર્ણ જ્ઞાન અને અમરપણાવડે મહિમાવાન્ થઈ તે પાછો પૃથ્વીપર આવે છે. શાને માટે? કેમ? જનહિત અને લોકસંરક્ષણને અર્થે. એ જ્ઞાનશિરોમણિ, દિવ્ય મનુષ્ય, ગુરૂરાજ, નિષ્કારણ મનુષ્યોના ઉદ્ધારને અર્થેજ મહાત્યાગ કરે છે.

જ્યારે આ પ્રમાણે મહાત્યાગ કરી પૃથ્વીપર પધારે છે, ત્યારે શિષ્યવૃત્તિમાં જે શક્તિઓ હતી તેના કરતાં આ સ્થિતિમાં તેમનું સામર્થ્ય બહુજ વધેલું હોય છે. એ મહા સામર્થ્ય વડેજ તે અહીં આવી જનહિતાર્થ કાર્ય કરે છે. જનહિતાર્થે તેમણે સર્વસ્વનું સમર્પણ કીધું હોય છે. જે દિવ્ય શક્તિ તેમનામાં હોય છે તેણે કરી તેઓ સૃષ્ટિક્રમની ઉન્નતિ કરે છે. શિષ્યકાલમાં જે જ્ઞાન, જે સહાય તેમને મળ્યાં હોય છે, તેવુંજ જ્ઞાન અને તેવીજ સહાય નવા શિષ્યોને આપી, પોતાનું ઋણ આપી તેથી મુક્ત થાય છે.

મનુષ્યોન્નતિનો દુર્ગમ પંથ આવો છે. જંગલીમાં જંગલી મનુષ્યની સ્થિતિમાંથી દિવ્ય મનુષ્ય ઉત્પન્ન થાય છે. મનુષ્યજાતિનું ભવિષ્ય આવું ઉજ્વળ છે. એક કાળે આ ભવિષ્ય આજની મનુષ્યજાતિને સામાન્ય રીતે પ્રાપ્ત થશે જ.

## ‘ મોટો સ્વાર્થત્યાગ. ’

આપણે ‘ મોટા સ્વાર્થત્યાગ ’ ની વાતો કરીએ છીએ. જે મહાત્માઓને પગે પડીએ છીએ તે મહાત્માઓએ ‘ મોટો સ્વાર્થત્યાગ ’ કર્યો છે, એમ આપણે બોલીએ છીએ. જ્યારે તેઓ નિર્વાણના ઉમરા ઉપર આવી ઉભા, અને દુઃખથી પીડાતા જગતની બુમ

સાંભળી અને મદદ કરવા આવ્યા, **તે વખતેજ** તેમણે આ મોટો સ્વાર્થભોગ આપ્યો હતો, એવો ખ્યાલ કદાપિ લાવશો નહિ. માત્ર તે વખતેજ ખરો અને મોટો સ્વાર્થભોગ તેઓએ આપ્યો હતો એમ કાંઈ નથી; તેઓએ પોતાના **પૂર્વના** સેંકડો ભવોમાં તેવો જાતિભોગ આપ્યો હતો. **દરરોજના** જીવનવ્યવહારમાં નાની નાની બાબતોનો સ્વાર્થત્યાગ કરીને, **નિરંતર** દયા બતાવીને, અને **દરરોજનાં** સામાન્ય કાર્યોમાં પણ જાતિભોગ આપીને–**આવી રીતે** તેઓએ મહાન્ સ્વાર્થત્યાગ કર્યો હતો. તેઓએ નિર્વાણના દરવાજા આગળ **છેલ્લી ઘડીએજ** આ કામ કર્યું નહતું, પણ તેઓએ સંખ્યાબંધ જીંદગીમાં એક સરખી રીતે સ્વાર્થભોગ આપવાનું ચાલુ રાખ્યું હતું.

આ સ્વાર્થભોગ તેઓએ એટલી બધીવાર આપ્યો હતો કે **આત્મભોગ** એ તેમનું **જીવન** થઈ રહ્યું હતું; અને તે એટલે સુધી કે છેલ્લી પળે જ્યારે પસંદગી કરવાનો સમય આવ્યો, ત્યારે ભૂતકાળના જાતિભોગોની આ વિશ્વના દફતર ઉપર નોંધ રાખવા સિવાય બીજું કાંઈ તેઓને સૂઝયું નહિ. ( અર્થાત્ છેલ્લી પળે પણ એજ પરમાર્થનું–જાતિભોગનું મહાન્ કામ તેઓએ ઉપાડી લીધું. )

મારા બાંધવો ! આપણને પણ એવી ઇચ્છા થતી હોય તો ચાલો, તમે અને હું આજથી તે ' મહાન્ સ્વાર્થત્યાગ 'નું કામ આરંભીએ. પણ જો આપણે આપણા **દરરોજના** જીવનવ્યવહારમાં આપણા જાતિભાઇ સાથેના આપણા સંબંધમાં તેનો આરંભ ન કરીએ તો, યાદ રાખજો કે, જ્યારે આપણે **પર્વતની ટોચે** ઉભા રહીશું ત્યારે આપણે તે કરી શકીશું નહિ.

દરરોજ સ્વાર્થત્યાગ કરવાની ટેવ, વિચાર કરવાની ટેવ, **લેવા** કરતાં **આપવાની** ટેવ જો આપણે પાડતા રહીએ, તો બાહ્ય જગત્

જેને 'મહાન્ સ્વાર્થત્યાગ' કહે છે તે કરવાને આપણે શિખીશું.

બહાદુરીનાં મોટાં કામોનાં આપણને સ્વપ્ન આવે છે, મોટી કસોટી-ઓમાંથી પસાર થવાનું આપણે ધારીએ છીએ, વળી આપણે વિચારીએ છીએ કે મુમુક્ષુનું જીવન ભારે કસોટીઓથી ભરેલું હોય છે, કે જે કસોટીઓ વાસ્તે તે મુમુક્ષુ તૈયાર રહે છે, આંખો ઉઘાડી રાખી તે તરફ જાય છે, અને એક મોટા પ્રયત્નથી–એક મોટા યુદ્ધથી તે વિજયની ટોચે ઉભો રહે છે. આવું આવું આપણે ધારીએ છીએ, પણ બંધુઓ! ખરી વાત એમ નથી; મુમુક્ષુનું જીવન સંખ્યાબંધ નાના નાના સ્વાર્થત્યાગથી ભરેલું હોય છે, તે જીવન નાની નાની બાબતોમાં અપાયેલા સંખ્યાબંધ આત્મભોગનું બનેલું હોય છે.

ઉચ્ચતત્ત્વ સર્વદા જીવે તે માટે હલકા તત્ત્વનો વારંવાર ભોગ આપવો, એ જ મુમુક્ષુનું જીવન છે.

આખા જગતને ચકિત કરે તેવા બહાદુરીના એકાદ કામથી કાંઇ મહાત્માના ખરા શિષ્ય થવાતું નથી. મુમુક્ષુએ પોતાના ઘરમાં, નગરમાં, ઑફીસમાં, બઝારમાં અને મનુષ્યો સાથેના સામાન્ય વ્યવહારમાં મુમુક્ષુ તરીકેનું જીવન ગાળવું જોઇએ. જેમાં મનુષ્ય સ્વાર્થ તદ્દન ભૂલી જાય છે, સ્વાર્થત્યાગ એટલો બધો સામાન્ય થઇ પડે છે કે તેને વાસ્તે કાંઇ પ્રયત્ન કરવો પડે નહિ, અર્થાત્ સ્વાર્થત્યાગ એ સ્વાભાવિક ગુણ થઇ પડે છે, તે જ ખરૂં આત્મભોગનું જીવન ગણી શકાય.

જો આપણે દરરોજ અને ખંતથી એવું નિઃસ્વાર્થ અને આત્મભોગનું જીવન ગાળીએ, બીજાઓના ભલા વાસ્તે જો આપણે આપણા હૃદયનો પ્રેમ વ્હેવરાવીએ, તો એક દિવસ આપણે ઉન્નતિક્રમના પર્વતની ટોચે ઉભા રહીશું અને તે વખતે "મહાન્ સ્વાર્થત્યાગ" સિવાય બીજું કાંઈ પણ સંભવિત હોય એવો વિચાર સરખો કર્યા સિવાય આપણે તે કામ કરી શકીશું.

## શરૂઆતનાં પગથિયાં.

ખરાબ રસ્તેથી પાછા વળવું, એ યોગમાર્ગનું પ્રથમ પગથિયું છે. આ પગથિયું બહુ સામાન્ય છે; દરેક ધર્મમાં આ નિયમ સામાન્ય છે. પણ તે **સામાન્ય છે** તે ઉપરથી તેનું **મહત્વ** ઘટતું નથી; જે યોગ નાશકર્ત્તા નીવડે તે યોગ સિવાયનો ખરો યોગમાર્ગ આ પાપથી પાછા હઠવા સિવાય સંભવતો નથી. માટે જ ખરાબ માર્ગથી પાછા હઠવું અને જીવનને શુદ્ધ બનાવવું એ યોગનું પ્રથમ પગથિયું છે.

જ્યાં સુધી મનુષ્યે પોતાનું **જીવન** શુદ્ધ બનાવવાને પ્રયત્ન કર્યો નથી, જ્યાં સુધી તે વાણીમાં તેમજ વિચારમાં સત્યવાદી નથી, જ્યાં સુધી કોઇપણ બહારની લાલચ છતાં ન્યાયના માર્ગમાં તે અડગ નથી, જ્યાં સુધી તેના વિચારો અને ઇચ્છાઓ ન્યાય તરફ નથી, જ્યાં સુધી તે ગમે તેટલીવાર ભૂલ કરે પણ તે ભૂલને ભૂલ તરીકે કબુલ કરી ફરીથી ઉઠવાને પ્રયત્ન કરતો નથી, જ્યાં સુધી સત્ય ઉચ્ચ ભાવના રચી તે પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કર્યો નથી, **ત્યાં સુધી** યોગની વાતો તે માત્ર **વાતો** સિવાય બીજું કાંઇ નથી.

યોગની ક્રિયામાં મન અને શરીરની કેળવણી એ પ્રથમ પગથિયું છે. આ શરીર તથા મનને નિયમમાં લાવવાને દરરોજના જીવનવ્યવહારમાં અનેક યુક્તિઓ જડી આવે છે. જે મનુષ્યે પોતાના મન તથા શરીરને કાબુમાં રાખવાનો નિશ્ચય કર્યો છે, તે જેમ જેમ પ્રસંગ મળે તેમ તેમ કેટલાક નિયમો પોતાને વાસ્તે ઘડી કાઢશે; અને એકવાર તે નિયમો ઘડયા પછી બહુ જ સખ્તાઇથી તે નિયમો પાળશે. આ નિયમો કેવા છે તે જોવાનું નથી, પણ ફક્ત તે કોઇને નુકશાનકારક ન હોય તેટલું જ તેમાં જોવાનું છે.

બીજા શબ્દોમાં કહીએ તો તે પોતાના જીવનને **વ્યવસ્થિત** બનાવશે. તે, વખતના અમુક વિભાગ નક્કી કરશે, અને તે વખતે, તે

મિનીટ અથવા કલાકનું પ્રથમથી ચોકસ કરી રાખેલું કામ તે જરૂર કરશે. આપણે આ બાબત દાખલો આપીને સમજાવીશું. તે સવારમાં ઉઠવાનો વખત નક્કી કરે છે; પણ જ્યારે તે વખત આવી પહોંચે છે ત્યારે તે ઉઠતો નથી. તે આળસુ છે, ઉંઘણુસી છે, અથવા ગમે તે **કારણથી** વખતસર ઉઠતો નથી. હવે, તેના નીમેલા વખત કરતાં ષા કલાક વ્હેલો ઉઠે કે મોડો ઉઠે તે કાંઇ અગત્યનું નથી, પણ તેણે જે કરવાનો **નિશ્ચય** કર્યો હતો, તે **નિશ્ચય પાળવાની** બાબત તો ખરેખર બહુ **મહત્વની** છે. પ્રતિકૂળ સંયોગો છતાં પોતાનો દૃઢ નિશ્ચય અમલમાં મૂકવાથી ઇચ્છાશક્તિ ( Will-power ) મજબૂત થતી જાય છે; અને જ્યાં સુધી ઇચ્છાશક્તિ મજબૂત ન હોય, અને મન અને શરીર તેને સ્વાધીન ન હોય, ત્યાં સુધી યોગમાં ઉન્નતિની આશા રાખવી અશક્ય છે. આ ઇચ્છાશક્તિ દરરોજના જીવનવ્યવહારમાં સારી રીતે ખીલવી શકાય. જ્યારે મન અને શરીર કાબુમાં આવે, ત્યારે આળસ વગેરે ગમે તેવી લાલચો હોય, છતાં તેણે યોગનું પ્રથમ પગથિયું ભર્યું છે એમ કહી શકાય; કારણ કે આ મન અને શરીરને તેમના કરતાં કોઈ ઉંચા તત્ત્વને આધીન બનાવવામાં આવ્યાં છે.

ઇચ્છાશક્તિને મજબૂત બનાવવાથી મનુષ્ય એક એવું સાધન ખીલવે છે કે જે સાધન તેની આગળની ઉન્નતિમાં ઘણું જ ઉપયોગી થાય છે.

માત્ર સ્થૂળ શરીરપ્રતિ જ ક્રિયા કરવાથી મનુષ્ય, ઋષિ કે યોગી બની શકતો નથી. પણ તે સાથે આ વાત પણ ખરી છે કે, શરીર આપણે વાપરવાનું એક સાધન છે, અને આપણે મુમુક્ષુના માર્ગપર પગ મૂકી શકીએ, તે ખાતર આ શરીરને કેળવવાની ખાસ જરૂર છે. કેવળ સ્થૂળ શરીર કેળવવાથી આપણે ધારેલી ઉંચાઇએ પહોંચી શકીશું નહિ, તેમજ તે શરીરને કેળવ્યા **વિના** તો તે ઉંચાઇએ

પહોંચવું એ તદ્દન અશક્ય છે. મનુષ્યનાં સાધનો તેનાં શરીરો છે, અને તે દ્વારા તેને કામ કરવાનું છે.

પણ સર્વ કરતાં વિશેષ બાબત એ યાદ રાખવા જેવી છે કે, શરીર આપણા માટે છે, આપણે શરીરને માટે નથી. શરીર આપણે વાપરવાનું સાધન છે, આપણે શરીરને વશ થઇ તેની આજ્ઞા પ્રમાણે ચાલવાનું નથી. શરીર એ એક એવું સાધન છે, કે તેને સ્વચ્છ કરવાની અને સુધારવાની ખાસ જરૂર છે. તે શરીરને એવી રીતે કેળવવું જોઇએ, તેને એવું બનાવવું જોઇએ, અને તેના બંધારણમાં એવા પરમાણુઓ ગ્રહણ કરવા જોઇએ કે આ સ્થૂળ ભુવનમાં મનુષ્યને ઉચ્ચ કાર્ય કરવામાં તે બહુજ અનુકૂળ સાધન થઇ પડે.

એટલા માટે જે કરવાથી આ કામ થઇ શકે, તે ઉપર વિશેષ લક્ષ આપવું, અને વર્તન પણ તેવા પ્રકારનું રાખવું; અને તે બાબતને પ્રતિકૂળ સર્વ વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ.

શરીરે પ્રથમ ગમે તેવી વાસનાઓ ગ્રહણ કરી હોય, ભૂતકાળમાં તેને ગમે તેવી ખરાબ આદતો પડી હોય, તો તેથી કાંઇ બ્હીવા જેવું નથી. શરીર આપણું તાબેદાર છે, આપણું નોકર છે અને આપણી ઈચ્છા પ્રમાણે તેને વાપરવાનું છે. પણ જો તે શરીર સ્વતંત્ર થઈ પોતાની ઇચ્છાપૂર્વક વર્તન કરે, અને આપણી આજ્ઞામાં નહિ રહેતાં આપણને ચલાવવાનો હક્ક કરે, તો આપણો જીવનનો હેતુ નિષ્ફળ ગયેલો સમજવો, અને કોઇ પણ જાતની આગળ વધવાની આશા ફોકટ સમજવી.

આ બાબત લક્ષમાં રાખી જીજ્ઞાસુ મનુષ્યે આગળ વધવાનો આરંભ કરવો જોઇએ.

સ્થૂળ શરીરનો સ્વભાવ જ એવા પ્રકારનો છે કે ઘણી સહેલાઇથી આપણે તેને આપણા સાધન કે સેવક તરીકે વાપરી શકીએ.

શરીરની કેટલીક **ખાસીયતો** છે, કે જેને લીધે આપણે તે શરીરને કેળવી શકીએ, અને તેને જે રસ્તે આપણે ચલાવવા માગતા હોઇએ તે રસ્તે ચલાવી શકીએ અથવા તેવું વલણ આપી શકીએ.

આ શરીરની મુખ્ય એક ખાસીયત એ છે કે, **એકવાર** અમુક માર્ગે આપણે તેને ચઢાવ્યું, કે પછી તે **પોતાની મેળેજ** તે માર્ગે ચાલ્યું જવાનું અને બીજે માર્ગે જવામાં પ્રથમ તેને જેટલો આનંદ મળતો હતો તેટલોજ આ નવીન માર્ગે જવામાં પણ થવાનો.

જો કોઈ દુષ્ટ ટેવ પડી ગઈ હોય છે, તો તેમાં ફેરફાર કરવા જતાં પ્રથમ તો શરીર મોટી અડચણરૂપ થાય છે; પણ જો તે ટેવ બદલવાની ફરજ **પાડવામાં આવે,** અને તેના માર્ગમાં આવતી અડચણો દૂર કરવામાં આવે, અને મનુષ્યની ઇચ્છા પ્રમાણે તેને ચલાવવામાં આવે, તો થોડા વખત પછી એનું એ શરીર નવી ટેવ પ્રમાણે **પોતાની મેળે** કાર્ય કરતું થશે, અને જે ટેવ ખરાબ ધારી મનુષ્યે છોડી, તે ટેવ પ્રમાણે અગાઉ જેમ કામ કરતું હતું, તેમ હવે નવી ટેવ પ્રમાણે વર્તશે.

## સ્થૂળ શરીરની શુદ્ધિ.

સ્થૂળ શરીરને શુદ્ધ બનાવવાને તે જે પરમાણુઓથી બંધાય છે તે પરમાણુઓની પસંદગીમાં ખાસ લક્ષ આપવાનું છે. તદ્દન શુદ્ધ પરમાણુઓથી બનેલો હોય તેવો જ ખોરાક ગ્રહણ કરવો જોઇએ; અશુદ્ધ અને મલીન પરમાણુઓવાળી વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ.

જ્યારે મનુષ્ય પોતાના શરીરને પવિત્ર બનાવવા માગે છે, અને આત્માને અનુકૂળ સાધનરૂપ શરીર બનાવવા ઇચ્છે છે, ત્યારે તેણે યોગાભ્યાસનું પ્રથમ પગથિયું ભર્યું એમ સમજવું. આ પગલું દરેક મનુષ્યને આ જન્મમાં અથવા હવે પછીના કોઇ જન્મમાં ભર્યા સિવાય નહિજ ચાલે; અને આ પગલું ભરનાર જ ગંભીરતાથી એમ

પૂછી શકે કે "બ્રહ્મવિદ્યાનાં સત્યોનો મને પ્રત્યક્ષ અનુભવ શી રીતે થાય ?"

જે વસ્તુનો આહાર કરવાથી શરીરમાં અશુદ્ધ અને અપવિત્ર પરમાણુઓ (રજકણો) આવે તેનો તેણે ત્યાગ કરવો જોઇએ. મદિરા અથવા હરેક પ્રકારના દારૂનો સર્વથા ત્યાગ તેણે કરવો જોઇએ; કારણ કે દારૂ મારફત ઘણોજ કંટાળો ઉપજાવે તેવાં અને અપવિત્ર જંતુઓ શરીરમાં દાખલ થાય છે. દારૂ અમુક વસ્તુના કહોવાટથી બને છે, અને આવા કહોવાટમાં આ જંતુઓ ઉત્પન્ન થાય છે. સુગ ઉપજાવે એવા આ જંતુઓને લીધે આ શરીર તરફ સ્થૂલ દૃષ્ટિથી ન દેખાય એવા સૂક્ષ્મ ભુવનના ઘણાજ હલકા સત્ત્વો પણ આકર્ષાય છે.

આ પ્રમાણે ભોજનના બીજા પદાર્થોનું પણ સમજવું. પશુ, પક્ષી, પેટે ચાલનારાં પ્રાણી, માછલાં, વગેરે હરકોઈ જાતનાં પ્રાણીઓનું માંસ પણ મનુષ્ય ખોરાકને વાસ્તે બિલકુલ લાયક છે જ નહિ. તેનો આહાર કરનારાનાં શરીર અપવિત્ર બને છે. આવા પરમાણુઓનાં બનેલાં શરીરો ક્યાંથી શુદ્ધ હોય ? તેની ઇન્દ્રિયો ઉચ્ચ પ્રકારના પરમાણુ ગ્રહણ કરવાને ક્યાંથી લાયક હોય ? ઘણા સફાઈદાર તેમજ નિરોગી ક્યાંથી હોય ? તેનામાં પોલાદ ( ગજવેલ ) ના જેટલું બળ અને શુદ્ધતા ક્યાંથી સંભવે ? ઉચ્ચ પ્રકારના કામને માટે જેવા શરીરની જરૂર છે તેની, આવા ખોરાકપર જીવનારમાં, ક્યાંથી આશા રાખવી ?

જેઓ આવા અશુદ્ધ પરમાણુઓથી પોતાનું શરીર બાંધે છે, તેઓ પોતાની તરફ હલકા પ્રકારના પિશાચોને આકર્ષે છે. જેમની આંતર દૃષ્ટિ ખીલેલી છે, તેઓ આવા ભૂતોને ખાટકીની દુકાનની આસપાસ રખડતાં નિહાળે છે.

ખરી વાત છે કે, સ્થૂળ શરીર તરફ ગમે તેટલું ધ્યાન આપ-

વામાં આવે તો તેથી આધ્યાત્મિક બની જવાતું નથી, પરંતુ જ્યારે તે એક સાધન છે, ત્યારે તેને મલીન કરવું શા માટે? પોતાની થોડી કે ઘણી જે કાંઇ શકિતઓ હોય, તે આ સ્થૂલ શરીરદ્વારા પ્રકટ થઇ શકે છે, તો તે સ્થૂલ શરીરને અશુદ્ધ અને મલીન રાખીને તે શકિતઓને પ્રકટ થવામાં શા માટે અડચણ નાખવી જોઇએ?

શરીર જેથી તંદુરસ્તીમાં રહે એવો ખોરાક તેને આપો, તો પછી તમે તેને કઈ ખાસ ચીજ આપો છો તેની શરીર બહુ દરકાર કરતું નથી. જો તમે પવિત્ર અને પોષક વસ્તુનો આહાર કરવાની શરીરને ટેવ પાડો, તો થોડા વખતમાં શરીર તે ખોરાકને અનુકૂળ-ટેવાયલું થઇ શકશે. શરીર એ આપણે જેવી તેને ગતિ આપીએ તે રીતે ચાલનારૂં છે, અને તેથી જે વસ્તુઓ તેને આપવામાં ન આવે તે બાબતની તૃષ્ણા થોડા વખતમાં બંધ થઈ જશે. જો હલકા અને હાનિકર્તા ખોરાકની માગણી શરીર તરફથી થાય અને બેચાર વખત તમે તે માગણી તરફ બેદરકારી બતાવો તો ધીમે ધીમે શરીર તે ખોરાકને ધિક્કારતાં શિખશે. ટેવ એ એક એવી બાબત છે કે તે સહાયકારક તેમજ વિઘ્નકર્તા પણ થાય. જ્યારે શરીરને લાગે છે કે તમે તેના સ્વામી છો અને તમે તમારા જીવનનો હેતુ આ તમારા સાધનરૂપ શરીર ખાતર નિષ્ફળ કરવા માગતા નથી, ત્યારે તરતજ તે તમારે સ્વાધીન થઇ જાય છે.

તમારા ભૂતકાળનો વિચાર ન કરતાં, આ ફેરફાર કરવાને તૈયાર થઈ જાઓ; અને આવી અશુદ્ધ ચીજોની લાલસા ધરાવનાર પરમાણુઓ જેમ જેમ તમારા શરીરમાંથી ખરતા જશે તેમ તેમ તમારા શરીરની ટેવો સુધરતી જશે, અને જે ચીજોમાં પ્રથમ શરીર આનંદ માનતું હતું, તે ચીજોની ગંધથી પણ તેને તિરસ્કાર છૂટશે.

આ શરીર સુધારવામાં ખરી અડચણ તમારી કામનાઓ છે.

ખરી વાત તો એ છે કે, તમે **શરીર** સુધારવા **ઈચ્છતાજ** નથી; જો તમારી ખરી **ઇચ્છા** હોય તો તમે **અવશ્ય** તે કામ કરી શકશો.

તમારાથી બની શકે તેટલા પવિત્ર રહેવાને જો તમે પ્રયત્ન ન કરો, જો તમે તમારી વાસનાઓને ઉન્નતિની વચ્ચે આવવા દો, તો આગળ વધવાની આશા રાખવી ફોકટજ છે. જે માણસો ખરેખરા **આગ્રહી** હોય છે, અનિયમિત રીતે નહિ, પણ **ચોક્કસ ખંતથી** કોઇ પણ કામને વળગે છે, તેઓ ધારે છે તેવી ઉન્નતિ સાધી શકે છે; પણ જેઓ **લોકોને મનાવવા** માત્ર ડોળ કરે છે, તેઓ જન્મોના જન્મ સુધી, કરોડો વર્ષ સુધી ઘાંચીના બળદ પેઠે ત્યાંના ત્યાં પડી રહે છે.

સ્થૂળ શરીર તેમજ છાયા શરીરના ગુણ ( Quality ) નો આધાર પરસ્પર એક બીજા ઉપર રહેલો છે, તેટલા માટે જે યોગાભ્યાસી **સ્થૂળ** શરીરને સુધારવા પ્રયત્ન કરે છે તેનું **છાયા** શરીર તો કોઇ પણ પ્રકારના પ્રયત્ન વિના અભ્યાસેજ સુધરી જાય છે.

સૂક્ષ્મ શરીરની ઉન્નતિનો આધાર એક બાજુએ **સ્થૂલ શરીરની** શુદ્ધિ ઉપર રહેલો છે, અને બીજી બાજુએ **મનની** શુદ્ધિપર રહેલો છે. સૂક્ષ્મ શરીર ઉપર **વિચારોની** છાપ ખાસ કરીને પડે છે. માનસિક ભુવનની ધ્રુજરીઓની છાપ સ્થૂળ ભુવનની ધ્રુજરીઓ કરતાં વધારે ઝડપથી સૂક્ષ્મ ભુવનની પ્રકૃતિપર પડે છે.

સૂક્ષ્મ શરીર સૂક્ષ્મ ભૂવનની પ્રકૃતિનું બનેલું હોવાથી, વિચારની ધ્રુજરીઓ **તેના પર ઘણી** જલ્દીથી અસર કરે છે. તે વિચાર કાં તો **બ્હારથી**–બીજા મનુષ્યોના મનમાંથી ઉદ્દભવેલો હોય, અથવા તો **અંદરથી**–તેના માલીકના મનમાંથી પેદા થયો હોય–ગમે તે રીતે વિચાર ઉત્પન્ન થયો હોય–પણ તે વિચાર અવશ્ય તે સૂક્ષ્મ શરીરપર અસર કરે છે.

જો કોઇ મનુષ્યના વિચારો ઉમદા અને ઉચ્ચ પ્રકારના હોય તો તેનો પડઘો સૂક્ષ્મ ભુવનમાં પડે તે માટે સૂક્ષ્મ શરીરમાં ઘણા ઉંચા પ્રકારની પ્રકૃતિ જોઇએ; જેમ જેમ આ ઉમદા વિચારોની અસર તે સૂક્ષ્મ શરીર ઉપર થવા માંડે છે, તેમ તેમ તે સૂક્ષ્મ શરીરમાંથી દરેક ઉપ-ભુવનનાં ખરાબ પરમાણુઓ ખરવા માંડે છે અને તેની જગ્યા ઉંચા અને સફાઇદાર પરમાણુઓ લે છે.

જે મનુષ્યના વિચારો હલકા અને પાશવ વૃત્તિના છે, તેનું સૂક્ષ્મ શરીર ઘણુંજ ઘટ, જાડું, હલકું અને દેખાવમાં પણ કાળું હોય છે-કેટલીક વાર તો તે એટલું બધું ઘટ હોય છે કે સ્થૂળ શરીરની રૂપ રેખા તે સૂક્ષ્મ શરીરમાં દટાઇ જાય છે. પણ જો ઉન્નતિ પામેલા મનુષ્યનું સૂક્ષ્મ શરીર તપાસીએ તો તે ઘણું સફાઈદાર, ચોખ્ખું અને રંગમાં ચળકતું હોય છે,-ખરેખર તેનો દેખાવ ઘણો રમણીય હોય છે. આ મનુષ્યની બાબતમાં હલકા વિકારોપર તેણે જય મેળવેલો હોય છે, અને મનમાં સારા વિચારોની પસંદગી થઇ, તેની સાથે તેનું સૂક્ષ્મ શરીર પણ સુધરવા પામ્યું હોય છે.

સૂક્ષ્મ શરીરને શુદ્ધ બનાવવાનો ધ્યાનપૂર્વક પ્રયત્ન ન કરવામાં આવે તોપણ ઉમદા વિચારો કરવાથી સૂક્ષ્મ શરીર પોતાની મેળે સુધ-રતું જાય છે. આ સ્થળે યાદ રાખવું જરૂરનું છે કે જે વિચારો સૂક્ષ્મ શરીર તરફ આકર્ષાય છે, તેનો મોટો આધાર મનના અંદરના કાર્યપર રહેલો છે. જે મનુષ્ય હમેશાં મલીન વિચારો કર્યા કરે છે, તે લોહ-ચુંબકની પેઠે આસપાસના વિચારવાતાવરણમાંથી હલકા પ્રકારનાં વિ-ચારોનાં રૂપોને પોતા પ્રત્યે આકર્ષે છે. પણ જેનું સૂક્ષ્મ શરીર પવિત્ર છે, તે હલકા વિચારોને પાછા ઠેલે છે, અને પોતાને અનુકૂળ પ્રકૃતિનાંજ વિચારોનાં રૂપોને પોતાની તરફ આકર્ષે છે. એક બાજુએ વિચારતાં સૂક્ષ્મ શરીરનો આધાર સ્થૂળ શરીરપર રહેલો છે, અને સ્થૂળ શરીરની

પવિત્રતા કે અપવિત્રતા પ્રમાણે સૂક્ષ્મ શરીરને અસર થાય છે. સ્થૂળ શરીર જે નક્કર, પ્રવાહી, વાયુ અને ઇથરનાં રજકણોનું બનેલું છે તે રજકણો સ્વચ્છ હોય કે મેલાં પણ હોય, જાડાં હોય કે નાજુક પણ હોય; જેવો તે રજકણોનો સ્વભાવ હોય તે પ્રમાણમાં સૂક્ષ્મ શરીરની સ્થિતિનો આધાર છે.

જો આપણે વગર વિચારે હલકા પ્રકારનાં નક્કર રજકણો સ્થૂળ શરીરમાં દાખલ કરીએ તો સૂક્ષ્મ પ્રકૃતિનાં તેવાંજ નક્કર રજકણો સૂક્ષ્મ શરીર તરફ આકર્ષાઈ આવે છે. જો આ રજકણો–પરમાણુઓ પવિત્ર હોય તો આપણા સૂક્ષ્મ શરીર તરફ તેવાજ પ્રકારના ઉંચી જાતના સૂક્ષ્મ ભુવનના પરમાણુઓ ખેંચાઈ આવે છે. જેમ જેમ આપણે માંસ, દારૂ અને બીજા હલકા પ્રકારના ખોરાકને દૂર રાખીને શુદ્ધ ખોરાક ખાતા જઇએ અને પાણી પીતા જઇએ, અને આ રીતે સ્થૂળ શરીરને જેમ જેમ નિર્મળ બનાવતા જઇએ, તેમ તેમ જાગ્રત્ ચૈતન્યની આ સ્થૂળ ઉપાધિ સુધરતી જાય છે, એટલુંજ નહિ પણ સૂક્ષ્મ શરીર પણ સુધરતું જાય છે, અને સૂક્ષ્મ શરીર તે ભુવનના ઘણા નાજુક અને ઉચ્ચ પ્રકારના પરમાણુઓનું બંધાય છે. આની અસર માત્ર આ ભવમાંજ થાય છે એમ સમજવાનું નથી; પણ મરણ **પછીની** સ્થિતિમાં સૂક્ષ્મ ભુવનમાં તે મનુષ્યની દશા સંબંધમાં તેમજ પૃથ્વીપર જ્યારે ફરીથી તે જન્મ લે ત્યારે તેને કેવા પ્રકારનું સૂક્ષ્મ શરીર મળશે–આ સઘળાનો આધાર સૂક્ષ્મ શરીરની ઉત્તમતા કે અધમતાપર રહેલો છે.

ઉપર જણાવેલી શુદ્ધ કરવાની રીતથી જેમ જેમ આપણે આપણાં શરીરો સફાઇદાર અને વધારે નાજુક બનાવીએ છીએ તેમ તેમ અધમ પ્રકારની ધ્રુજરીઓ તેને અસર કરતી અટકે છે, અને તે શરીર કેવળ ઉચ્ચ પ્રકારની ધ્રુજરીઓનોજ પ્રત્યુત્તર આપે છે.

આપણે આ રીતે એક શરીરરૂપી વાજીંત્ર તૈયાર કરીએ છીએ, કે જે **સ્વભાવથી** બ્હારથી થતી અસર ગ્રહણ કરનારૂં છે, પણ જે ધીમે ધીમે અધમ અસર ગ્રહણ કરતું બંધ થાય છે અને ઉત્તમ પ્રકારની અસર ગ્રહણ કરવાને યોગ્ય બનતું જાય છે—ઉંચા સૂર કાઢવાને જાણે ગોઠવ્યું હોય તેવું તે છેવટે થઈ રહે છે.

આ કાંઇ કેવળ અનુમાનની કે અટકળની વાત નથી, પણ શાસ્ત્રીય (scientific)વાત છે. આપણે કોઇ પણ વાજીંત્રની દોરી કે તારને બરાબર તાલમાં લાવીએ છીએ, તેજ રીતે સૂક્ષ્મ શરીરના તારને પણ તાલમાં લાવી શકાય. **અહીં** તેમજ **ત્યાં** 'કારણ કાર્યનો નિયમ' એક સરખી રીતે લાગુ પડે છે. અહીંતો આપણે માત્ર **નિયમનો** આધાર બતાવીએ છીએ, તે **નિયમનો** આપણે આશ્રય લેઇએ છીએ, અને તે **નિયમપર** આપણે વિશ્વાસ રાખવો જોઇએ.

'યોગ'ની એવી ચોક્કસ રીતો છે કે જે મારફતે સૂક્ષ્મ શરીરની શક્તિઓ વાજબી રીતે અને સહીસલામત રીતે જાગ્રત્ કરી શકાય. પણ જે મનુષ્ય પ્રથમની શુદ્ધ બનવાની સાધારણ રીતોનો ઉપયોગ કરતો નથી, તેવાને આ શિખવવા પ્રયત્ન કરવો એ તદ્દન અનુપયોગી છે.

ખાવા પીવાની ખરાબ ટેવોનાં બંધનો તોડવાને જે મનુષ્ય થોડીવાર પણ ઇંદ્રિયનિગ્રહ કરીને સ્થૂળ અને સૂક્ષ્મ શરીરને પવિત્ર બનાવવાનું સાદું અને સહેલું કામ ન કરી શકે તે માણસે અઘરી રીતોમાં પ્રવેશ કરવા પ્રયત્ન કરવો તે નકામું છે; કારણ કે તેઓ તે રીતો તરફ માત્ર કુતૂહળ જોવા ખાતર આકર્ષાય છે, પણ થોડીવારમાં તેમને તે અસહ્ય બોજારૂપ લાગે છે, તે રસ્તો છોડી દે છે. જ્યાં સુધી સાધારણ, અને નજીવા લાગતાં શુદ્ધિનાં સાધનોનો ઉપયોગ કરવામાં આવ્યો નથી ત્યાં સુધી ખાસ સાધનોની વાત કરવી તે નકામી છે; પણ જેમ જેમ શુદ્ધિ થતી જાય છે તેમ તેમ નવી નવી શક્તિઓ 'પ્રગટ' થવા માંડે છે.

## આગળ વધેલાની નિશાનીઓ.

આપણે આપણા હેતુમાં થોડે અંશે પણ પાર પડવા માંડીએ છીએ, તેની આપણને સત્વર ખબર પડવા માંડે છે; કારણ કે આપણામાં જે ગ્રહણ કરવાની શક્તિઓ ન હતી, તેવી શક્તિઓ પ્રકટ થતી જાય છે. જૂદા જૂદા સુરોમાં પૂર્ણતા, કોમળતા અને માધુર્યનું પાન આપણી ઇંદ્રિયો કરી શકે છે.

જેવી રીતે સામાન્ય આંખોથી ગ્રહણ કરી ન શકાય તેવા રંગની ખુબીઓ ગ્રહણ કરવાને એક ચિતારો પોતાની આંખ કેળવે છે, સામાન્ય મનુષ્યના કાન જે સૂરો સાંભળી પણ ન શકે તે સૂરો સાંભળવાને જેવી રીતે એક ગવૈયો પોતાના કાનને કેળવે છે, તેજ રીતે સામાન્ય મનુષ્યોના અનુભવમાં પણ ન આવે તેવી જીવનની ધ્રુજરીઓ ગ્રહણ કરવાને યોગ્ય આપણે આપણા શરીરને બનાવી શકીએ. ઘણી અપ્રિય ધ્રુજરીઓ આપણી પાસે આવશે, કારણ કે આ જગતમાં વસતા લોકોએ આ જગતને ઘણુંજ અધમ અને જડ બનાવ્યું છે.

પણ આ સાથે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ છે કે, આ બાજુએ તમને જે મુસ્કેલીઓ પડી હશે, તેનો હજાર ગણો બદલો, નવી સુંદરતાનું દર્શન થતાં મળી રહેશે.

જો આપણી પાસે આવું ઉત્તમ શરીરરૂપ સાધન હોય તો મનુષ્ય જાતને આગળ વધવા માટે સહાય કરવામાં, અને આપણા મહાન્ ગુરૂઓ જેઓ એ કામમાં પ્રયાસ કર્યા કરે છે તેમને સહાય કરવામાં, આપણે વિશેષ પાત્ર થઇએ છીએ અને તેવું કામ કરવામાં આપણને યોગ્યતા મળે છે.

આ રીતે કામ કરનારા શિષ્યના હૃદયમાં જ્ઞાન સ્વાભાવિક રીતે સ્ફુરી નીકળશે, તેની દૃષ્ટિ વધારે તીક્ષ્ણ થશે, તેના અજ્ઞાનના અને અંધકારના દિવસોમાં જે ધ્રુજરીઓ તે ગ્રહણ કરી શક્યો ન હોત

તેની ધ્રુજારીઓ દરેક બાજુએથી આવશે અને તેના હૃદયપર તે અસર પણ કરશે.

વ્હેલો કે મોડો, તેના પૂર્વ જન્મોના કર્મ પ્રમાણે, આ અનુભવ તેનો પોતાનો બને છે; અને જ્યારે એક બાળક કક્કો અને બારાખડી ઘણી અડચણો વેઠીને પણ શિખી લે છે, ત્યારે તેને પુસ્તક વાંચવાનો આનંદ મળવા લાગે છે; તે જ રીતે, આ બાબતમાં આગળ વધતાં અભ્યાસકના જ્ઞાન અને કાબુમાં અત્યાર સુધી જેનો સ્વપ્ને પણ ખ્યાલ નહતો તેવી બાબતો આવતી જશે. તેનાં જ્ઞાનચક્ષુ આગળ જ્ઞાનનું વિશાળ ક્ષેત્ર પથરાયેલું માલૂમ પડશે; તેની દરેક બાજુએ જગત્ વિશાળ ને વધુ વિશાળ થતું ભાસશે.

જેમ જેમ આપણે બીજાઓને વાસ્તે વધારે ને વધારે કામ કરતા થઇશું, જેમ જેમ આપણે જગત્‌ને વધારે ને વધારે ઉપયોગી થતા જઇશું, જેમ જેમ આપણે મનુષ્યજાતિના વડિલ બંધુઓની ભક્તિમાં વધારે દૃઢ અને વધારે મજબૂત થતા જઇશું અને તેઓના જનસેવાના ભગીરથ કામમાં આપણો નજીવો હિસ્સો ઘણીજ આતુરતાથી અને ખરા દિલથી આપતા રહીશું, તેમ તેમ આપણું સૂક્ષ્મ શરીર ખીલતું જશે, અને તેમાં કામ કરવાની આપણી શક્તિ વધારે જાગ્રત્ થતી જશે, કે જેના બળથી આપણે વધારે સારી સેવા બજાવી શકીશું.

જેઓ હૃદયના પવિત્ર છે, જેઓના વિચાર ઉચ્ચ છે, અને જેઓની નિષ્ઠા પારકાની સેવા છે, તેવા મનુષ્યોના હૃદયમાં ઉપર પ્રમાણે ઉન્નતિક્રમ ચાલ્યાજ કરે છે.

શુદ્ધિની અને વિકાસની ક્રિયા એક સાથેજ થાય છે, અને એક પછી એક જીંદગીમાં તે ક્રિયાઓ ચાલુજ રાખવી જોઇએ.

એક અથવા બીજે વખતે આપણામાંના દરેકે આ કામ શરૂ

કરવુંજ જોઇશે. એક અથવા બીજે વખતે આપણામાંનો દરેક હલકા સ્વભાવની મજુરીઓથી, પાશવ વૃત્તિઓને વશ થવાથી, અને ઇન્દ્રિયોની ગુલામગીરીથી કંટાળશે, તે વખતે તે ઇન્દ્રિયોની ગુલામગીરી તેને પસંદ પડશે નહિ, અને તે ઇન્દ્રિયોના બંધનમાંથી છૂટા થવાને નિશ્ચય કરશે.

જ્યારે કોઈ પણ પળે બંધનમાંથી છૂટા થવાનું **આપણા** જ હાથમાં છે, ત્યારે બંધનમાં શા સારૂ પડી રહેવું જોઇએ ? આપણા પોતાના સિવાય કોઈ આપણો બચાવ કરવા કે આપણા પોતાના સિવાય કોઈ આપણને બાંધવા સમર્થ નથી.

આપણી પસંદગી આપણા પોતાનાજ હાથમાં છે. આપણી ઇચ્છાશક્તિ સ્વતંત્ર છે; અને જ્યારે એક દિવસ ઉચ્ચ ભુવનમાં આપણે સઘળા સાથે ઉભા રહેવાના છીએ, ત્યારે તે બંધનોને તોડવાને, અને આપણા દિવ્ય હક્કનો વારસો માગવાને આપણે શા સારૂ પ્રયત્ન ન કરવો ?

જે ક્ષણે મનુષ્ય દૃઢ સંકલ્પ કરે છે કે "હું મારા હલકા સ્વભાવને મારા ઉચ્ચ સ્વભાવના કાબુમાં લાવીશ, આ સ્થૂળ ભુવનમાં જાગ્રત્ સ્થિતિમાં હું મારા ઉચ્ચ શરીરોને રચવાનો આરંભ કરીશ, અને દિવ્ય હક્કથી જે જે શક્યતાઓ મારા આત્માની છે (પણ જે શરીરમાં હું રહુંછું તે શરીરને લીધે તે દટાઇ ગઈ છે) તેનો અનુભવ કરવાને હું પ્રયત્ન કરીશ", તે જ ક્ષણથી બંધનોને તોડવાની અને સ્વતંત્રતા મેળવવાની શરૂઆત થાય છે.

**માનસિક શરીર અને તેને ખીલવવાના માર્ગો.**

માનસિક શરીર **વિચાર** વડે વૃદ્ધિ પામે છે. આપણા વિચારોરૂપી સામગ્રી વડે આપણું **માનસિક શરીર** આપણે બાંધીએ છીએ. દિનપ્રતિદિન, આપણી જીંદગીમાં આપણે આપણી માનસિક શક્તિઓનો

વિકાસ કરવાથી, આપણી કળાને લગતી શક્તિઓને ખીલવવાથી અને આપણી ઉચ્ચ લાગણીઓના વિકાસથી આપણા માનસિક શરીરને રચીએ છીએ. વિચારની બાબતમાં જો આપણે આપણી માનસિક શક્તિઓનો ઉપયોગ ન કરીએ, તો આપણે ઉત્પન્ન કર્ત્તા નહિ પણ કેવળ ગ્રહણ કરનાર છીએ. અંદરથી વિચાર કરવાને બદલે જો તમે બહારના જ વિચારો ગ્રહણ કરતા રહો, જો તમે બીજાના વિચારો જ તમારા મનમાં ભર્યા કરો, જો તમે આટલાનેજ વિચાર અથવા વિચારની ક્રિયા સમજતા હો, તો જન્મ પછી જન્મ ચાલ્યા જાય, પણ તમારા વિચારો કદાપિ વૃદ્ધિ પામશે નહિ. એ તો ગયા એવા આવ્યા, અને આવ્યા એવા ગયા–એટલુંજ થવાનું; અને જીંદગીઓ પછી જીંદગીઓ ચાલ્યા જવા છતાં તમારી બીલકુલ ઉન્નતિ થશે નહિ.

મનનો પોતાનો ઉપયોગ કરવાથી, માનસિક શક્તિઓને કાંઈક નવું કલ્પવામાં વાપરવાથી, તેમની પાસે કામ કરાવવાથી, વારંવાર માનસિક શક્તિઓ વાપરવાથી—ફક્ત આવા જ માર્ગથી માનસિક શરીર વૃદ્ધિ પામે છે અને આ રીતે જ ખરેખર મનુષ્યની ઉન્નતિ થાય છે.

આ બાબત જેવી સમજવામાં આવી કે તરતજ તમારા દરરોજના જીવનવ્યવહારમાં તમારા મનની સ્થિતિ બદલાવાની એ ચોક્કસ છે. તમે મનના કાર્ય ઉપર ધ્યાન આપશો, અને આ કામ તમે કરવા માંડશો, એટલે તરતજ તમને જણાશે કે તમે જે વિચાર કરો છો, તેમાંના ઘણાખરા **તમારા પોતાના** નથી; કેવળ તમે બીજાના વિચારો ગ્રહણ કરનારા છો. તે વિચારો કેવી રીતે અને ક્યાંથી આવે છે તે તમે જાણતા નથી. તે વિચારો એકાએક ક્યાં ચાલ્યા જાય છે, તે પણ તમે જાણતા નથી. અને આ વખતે તમને નિરાશા તથા ખેદ સાથે જણાશે કે, તમારૂં મન ખીલેલું નથી, પણ વિચારોને

આવવા-જવાના એક સ્થાનરૂપ છે. તમને જે જ્ઞાન થયેલું છે, તે જ્ઞાનમાં તમારો **પોતાનો** કેટલો હિસ્સો છે અને બહારથી લીધેલું કેટલું છે, **તેની તપાસ કરો.**

દિવસમાં એકાએક કોઇ કોઇ કામ કરવાનું બંધ રાખી, તમે શી બાબતનો વિચાર કરતા હતા તે જુઓ. તે વખતે ઘણીવાર તો તમને જણાશે કે તમે બિલકુલ વિચાર કરતા નહોતા. અથવા કાંઇક વિચાર ચાલતો હોય તો તે એવો અચોક્કસ હોય છે કે તમારા મન ઉપર ભાગ્યેજ તેની અસર થવા પામી હોય છે. આ પ્રમાણે વિચારોનું અવલોકન વારંવાર કરવાથી આપણું સ્વભાન વધતું જાય છે. તે પછી મનમાં જે જે વિચારો આવે તે પર ધ્યાન આપતા જાઓ; અને તમારા મનમાં તે વિચારો આવ્યા, તથા તમારા મનમાંથી બહાર ગયા ત્યારે તે વિચારોની સ્થિતિમાં શો ફેર પડયો, તથા તમારી સાથે જે થોડો વખત તે વિચારો રહ્યા તે દરમ્યાન તમે તેમાં શો ઉમેરો કર્યો તે વગેરે તપાસો. આમ કરવાથી મન સતેજ બને છે; અને તેની ઉત્પાદકશક્તિ પણ વધે છે અને જો તમે સમજુ હો તો તમારે નીચે જણાવેલી અથવા તેના જેવી કોઇ યોજના ઘડી કાઢી તે પ્રમાણે વર્તવું જોઇએ. પ્રથમ તો જે વિચારોને તમે મનમાં રહેવા દેવા યોગ્ય માનતા હો તેવા વિચારોની પસંદગી કરો. જ્યારે જ્યારે કોઈ સારો વિચાર તમારા મનમાં આવે કે તેના ઉપર મનન કરો, તેને પોષણ આપો, તેને બળ આપો, તેનામાં જેટલી શક્તિ હતી તેના કરતાં વિશેષ આપો, અને આ પ્રમાણે તેને બળવાન્ બનાવી એક ' મદદગાર દૂત ' તરીકે સૂક્ષ્મ ભુવનમાં તેને વિદાય કરો. જો તમારા મનમાં કોઇ અશુભ વિચાર આવે તો તમારાથી બને તેટલી ત્વરાથી તેને ત્યાંથી બહાર કાઢી મૂકો.

જેમ જેમ તમે તમારા મનમાં સારા અને ઉપયોગી વિચારોને

આવકાર આપો છો અને જે ખરાબ વિચારો છે તેને કાઢી મૂકો છો તેમ તેમ આ પરિણામ આવશે કે તમારા મનમાં બ્હારથી સારાજ વિચારો વધારે ને વધારે પ્રમાણમાં આવશે અને ખરાબ વિચારોનું આવાગમન જેમ બને તેમ ઓછું થશે. આથી જ્યારે મન સારા અને ઉપયોગી વિચારોથી ભરપૂર થાય છે ત્યારે, લોહચૂંબક સોયને ખેંચે તેમ, જ્યાં જ્યાં આસપાસ સારા વિચારો હોય ત્યાં ત્યાંથી તે વિચારોને પોતાની તરફ તે આકર્ષે છે, અને ખરાબ વિચારોને તમારા હૃદયમાં સ્થાન મળતું નથી, તેથી કોઇ ખરાબ વિચાર મન આગળ ખડો થાય તો મન પોતે જ તેને ધક્કો મારી કાઢી મૂકે છે.

માનસિક શરીરને પણ હવે એવી ટેવ પડે છે કે, તે આસપાસના વાતાવરણમાંથી કેવળ સારા વિચારોનેજ પોતાના તરફ આકર્ષશે; અને ખરાબ વિચારોને હડસેલી મૂકશે. સારા વિચારને ગ્રહણ કરી તે પોષે છે, અને તેને વિશેષ સતેજ ( active ) બનાવે છે. આ રીતે માનસિક શરીરના બંધારણને જોઇતી સામગ્રી મળે છે, અને માનસિક શરીર દરવર્ષે મોટું થતું જાય છે.

આવતા જન્મના માનસિક શરીરનો આધાર, આપણે હાલના માનસિક શરીરનો કેવો ઉપયોગ કરીએ છીએ, તેનાપર રહેલો છે. જો આ બાબતનો ખ્યાલ આવશે તો જીવાત્માની વૃદ્ધિ સારૂ માનસિક શરીરના સદુપયોગની કેટલી જરૂર છે, તે તરતજ સમજવામાં આવશે.

દેવલોકમાં કરવાના કામનો આધાર પણ તેનાપર રહેલો છે; અને જો મનનો અહીં બરાબર ઉપયોગ કરવામાં આવ્યો ન હોય તો બીજા ભવમાં પણ તે મનુષ્ય સંકુચિત માનસિક શક્તિઓ સાથે જન્મશે.

એક જીંદગીને બીજી બધી જીંદગીઓથી આપણે છૂટી પાડી શકીએ નહિ, તેમજ હયાતી નહિ ધરાવતી કોઈ પણ વસ્તુમાંથી ચમત્કારથી એકાએક નવી જીંદગી ઉત્પન્ન થઇ એમ પણ માની શકીએ નહિ.

આપણે જે પ્રમાણે વાવીએ છીએ, તે પ્રમાણે કર્મને લીધે આપણુને લણુવાનો પ્રસંગ મળે છે. જે પ્રમાણુમાં ઓછાં કે વધારે બીજ આપણે વાવીએ, અને જે પ્રમાણુમાં આપણે જમીન ખેડીએ તે પ્રમાણુમાં ઓછો કે વધતો પાક આપણુને મળશે.

જો કોઇ મનુષ્યની મનની વૃત્તિઓ ખરાબ હોય, અને જો તે બદલવા ઇચ્છતો હોય, તો તેને નવીન પ્રકારનાં આંદોલનો ઉત્પન્ન કરવાની જરૂર પડે છે. જૂનાં આંદોલનો ઉત્પન્ન કરવાની ટેવવાળું માનસિક શરીર પ્રથમ તો આ નવાં આંદોલનોની સામે થાય છે અને આથી પ્રથમ તો વિરોધ અને દુઃખ અનુભવાય છે. પણ જેમ જેમ જૂનાં પરમાણુઓ ખરતા જાય છે, અને નવાં આંદોલનોને અનુકૂળ પરમાણુઓ તેની જગ્યા લેતા જાય છે–( કારણુ કે જેવાં આંદોલનો તેવા પરમાણુઓ તે તરફ ઘસડાઇ આવે છે ) તેમ તેમ માનસિક શરીર બદલાતું જાય છે, તેના પરમાણુઓમાં પણુ ફેર પડે છે; અને તેનાં આંદોલનો સારા પરમાણુઓના ગ્રાહક અને ખરાબ પરમાણુઓને પ્રતિકૂળ બને છે. માટે જ શરૂઆતમાં ભારે અડચણો આવે છે. કારણુ કે મનના બંધારણુમાં રહેલા ખરાબ પરમાણુઓ સામા થાય છે અને યુદ્ધ કરે છે. પણ જેમ જેમ એ જૂનાં વિચારરૂપો ખરતાં જાય છે, તેમ તેમ સદ્વિચારો કરવાની સરલતા વૃદ્ધિ પામે છે અને આ નવીન ટેવ પડવાથી આપોઆપ સારા વિચારો મળી આવે છે, અને તેનો જે આનંદ થાય છે તે બેહદ હોય છે.

ઇન્દ્રિયોની અમુક વૃત્તિ જેને તમે વારંવાર વશ થયા હો, તેને **વશ કરવાનો** આરંભ કરો.

કોઈ ખોરાક જે તમને સ્વાદિષ્ટ લાગતો હોય તે ખાવાનું બંધ કરો; કોઇ પ્રકારની પીવાની ચીજ જે તમને ઉત્તેજક અને સ્વાદિષ્ટ લાગતી હોય તે પીવાનું બંધ કરો; અમુક જાતનું શારીરિક સુખ

જેના તમે ખાસ ગુલામ બન્યા હોય, તે ભોગવવાનું છોડી દો; ઇન્દ્રિયોની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ કામ કરવાનું માથે લો; અને જ્યારે અમુક ઇન્દ્રિય પ્રબલ આવેગમાં હોય, તે અમુક પ્રકારના ઉપભોગની માગણી કરતી હોય, તે મેળવવાને ઉત્સુક હોય, તે વસ્તુ તમારી સંમુખ પડી હોય, અને તે મેળવવાને તમારો હાથ લંબાવવાની છેલ્લી પળમાં હો, તે વખતે એકાએક અચકો અને તે ઇન્દ્રિયને જણાવો કે "હું તારા કરતાં વધારે મજબુત છું; તારી તાકાદ નથી કે તે ઇચ્છા તું તૃપ્ત કરી શકે."

જ્યાંસુધી શરીર તમને વિઘ્નરૂપ ન થાય, જ્યાંસુધી તમે આખો દિવસ ભૂખ્યા રહી શકો અને છેક છેલ્લી પળ સુધી તમે તદ્દન ખુશમીજાજ જાળવી શકો, જ્યાંસુધી તમે શારીરિક શ્રમથી તદ્દન થાકી અને કંટાળી ગયા હો છતાં તે વખતે પણ એક પજવનારા છોકરા તરફ (તમે તાજા હો, તેની માફક) ખુશમીજાજ અને ચીડાયા વગરનો સ્વભાવ બતાવી શકો ત્યાંસુધી આ રીતને અમલમાં મૂકયા કરો.

આનું નામજ ખરો શરીરસંયમ અથવા 'તપ' છે. ઉપર પ્રમાણે રહી શકો ત્યાંસુધી તે પ્રમાણે વર્ત્યા કરો. જ્યાંસુધી આ શરીર તમારો નોકર, તમારો ગુલામ, તમારી ઇચ્છા પ્રમાણે ચાલનારો કિંકર ન બને ત્યાં સુધી ઉપરપ્રમાણે વર્તો. અને જે વસ્તુને મન ધિક્કારતું હોય, તે વસ્તુ શરીર તમારી પાસે કરાવરાવે ત્યારે શરમાઓ. આમ થવું તે મનુષ્યત્વ ખોવા બરાબર છે; મનુષ્ય કરતાં ઉતરતા દરજ્જાના થવા સમાન છે, એમ બરાબર સમજો.

જ્યારે કુતરાઓ ભૂખ્યા હોય કે ગુસ્સે ભરાયા હોય ત્યારે ઘુરકીયાં કરે છે. પણ મનુષ્યોએ તો જીતેંદ્રિય થવું જોઇએ. અને મનુષ્યે જીતેંદ્રિય થવું એમાં કાંઈ મોટી માગણી નથી, કારણ કે એનો અર્થ એજ થાય છે કે તેનું મન તેના શરીરનો માલીક છે.

બાહ્ય પદાર્થો તરફ દોડતી વૃત્તિઓનો સંયમ રાખવાથી આપણે વાસનાશરીરને ઉચ્ચ કામને વાસ્તે યોગ્ય અને સુવ્યવસ્થિત બનાવીએ છીએ. શરીરમાં રહેનાર જીતેંદ્રિય મનથી ઇન્દ્રિયોના વિષયો દૂર ભાગે છે, અને જ્યારે નીચલા ભુવનની વસ્તુઓ આકર્ષણ કરતી બંધ પડે છે ત્યારે ઉચ્ચ ભુવનના પદાર્થો ઉમદા હેતુથી તેનું ધ્યાન ખેંચે છે.

જો આપણે માનસિકશક્તિ વધારવા માગતા હોઇએ તો સ્થિર વિચાર કરવાની આપણે ટેવ પાડવી જોઇએ; અને આ માયાવી જગતના પદાર્થો ઉપર ભટકતી આપણી બુદ્ધિને દાબવી જોઇએ.

ખરૂં કહીએ તો ઘણા લોકો વિચાર કરતાજ નથી. જેને વિચાર કહે છે, તે વિચારો નથી, પણ જે વિચારોને તેઓનું ચૈતન્ય કબુલ કરે તેવા બીજા પુરૂષોના વિચારોનાં પ્રતિબિંબ છે. તેઓનાં મન આરીસા ( આયના ) સમાન છે, પણ નવા વિચારો ઉત્પન્ન કરનાર યંત્રો નથી. મારે જણાવવું જોઇએ કે લગભગ ઘણા મનુષ્યોનાં મન આરીસા સમાન છે; તેમની આગળ પડેલી વસ્તુઓનું પ્રતિબિંબ તેઓ ગ્રહણ કરે છે; અને આ પ્રતિબિંબો ઉપર વિચાર કરી મનુષ્ય જણાવે છે કે "જુઓ! હું કેવો વિચાર કરૂં છું!" પણ ખરી રીતે તો તે બીજાઓનાજ વિચારો બોલી જાય છે.

હવે આપણે કેવળ આરીસાજેવા થવાનું નથી. દુનિયાના પદાર્થોની છબીઓ જ્યારે આપણા મનરૂપી આરીસા ઉપર પડે ત્યારે આપણે તે છબીઓ ઉપર કામ કરવાનું છે; તેમનું પૃથક્કરણ કરવું, તેમને ગોઠવવી, તેમને ફરીથી ગોઠવવી, તેમને ભેગી કરવી, આ બધાં કામ કરવાનાં છે. ઇન્દ્રિયોને લીધે જે જ્ઞાન થાય તે જ્ઞાનઉપર મનનો વ્યાપાર તે જ 'વિચાર' છે; અનુભવથી ધીમે ધીમે મળેલી માનસિક છબીઓ ઉપર મને કામ કરવું તે જ 'વિચાર' છે.

ઘરના ચોગાન આગળ પડેલી ઈંટોના ઢગલાને મકાન કહેવું

તે જેટલું અઘટિત છે, તેટલુંજ આ વિચારોના પ્રતિબિંબને વિચાર કહેવા એ અઘટિત છે. આ વિચારોના પ્રતિબિંબ એ 'વિચાર' કરવાનાં **સાધન** છે.

વિચાર કરવો તે કારીગરનું કામ છે; આ ઈંટોને ચોકસ મકાનરૂપે બાંધનાર કડીયાનું કામ છે. જ્યાંસુધી આપણે આપણા મનના બંધારણમાં વિચારોને બાંધીએ નહિ ત્યાંસુધી 'વિચારક' એ ખિતાબ ધરાવવાને આપણને હક્ક નથી.

માટે **સ્વતંત્ર** વિચાર કરતાં શિખો. ખરેખર તે સખ્ત કામ છે; જ્યાંસુધી તમે સ્વતંત્ર વિચાર કરવાનો **પ્રયત્ન** નહિ કરો ત્યાંસુધી તે કામ કેટલું કઠણ છે તે તમારા જાણ્યામાં નહિ આવે.

વિચારને માટે જેથી સાધનો મળે તેવું કાંઈક વાંચ્યા સિવાય કોઇપણ દિવસ જવા દેતા નહિ. તે ધાર્મિક પુસ્તક હોય કે બીજું કાંઈ હોય, પણ જો તે બુદ્ધિવિષયક હોય તો તમારી બુદ્ધિને મજબૂત બનાવશે.

ધાર્મિક પુસ્તકોના વાંચનમાંથી ઘણાં ઉમદાં ફળ મળવાનો સંભવ છે; પણ તે વાતને બાજુએ રાખીએ તો પણ, જેમાંથી સ્વતંત્ર વિચાર કરવાનું મળે એવું કોઈ પણ પુસ્તક વાંચવા લ્યો. તે વર્તમાનપત્ર કે મનોરંજક નૉવેલ, કે બાળકનું પુસ્તક ન હોવું જોઇએ, પણ ખરા વિષયોઉપર સ્વતંત્ર વિચાર જણાવતું પુસ્તક હોવું જોઇએ; જેને **ચાર્લ્સલૅમ્બ** નામનો વિદ્વાન્ 'પુસ્તક' કહેતો હતો તેવું તે હોવું જોઇએ.

વાંચો, પણ વધારે વાંચતા નહિ, બાર કે વીસ લીટી કરતાં વધારે વાંચતા નહિ. તે લીટીઓને ધીમેથી વાંચતાં તમને જેટલો સમય લાગ્યો હોય તેના કરતાં ઓછામાં ઓછો ત્રણ ગણો સમય તે

લીટીઓ ઉપર વારંવાર વિચાર કરવામાં રોકો. દરરોજ નિયમસર આ પ્રમાણે કર્યા કરો; એક પણ દિવસ નકામો ગુમાવતા નહિ.

તમને જ્યારે ભોજન કરવાને સારૂ અવસર મળે છે, તમને તમારા શરીરને પુષ્ટ કરવાનો અવસર મળે છે, તેમજ બીજાઓ જોડે અર્થ વગરની વાતો કરવાનો સમય મળે છે, તો શું તમારા મનને પુષ્ટ કરવાનો વખત તમને ન મળી શકે? જો તમે મનને ભોજન આપશો તોજ તે વૃદ્ધિ પામશે.

જો તમે આ બાબતનો પ્રયોગ કરો–દાખલા તરીકે તમે ત્રણ માસ સુધી એક પણ દિવસ વચમાં ખાલી પડવા દીધા સિવાય પ્રયોગ કરો—અર્થાત્ તમારા વિચારો અને મનની બાબતમાં સાવધ રહો, અને જેવી રીતે કોઇ સાયન્ટીસ્ટ પ્રયોગ કરે છે તેમ આ બાબતમાં ચોકસ કાળજી રાખી વર્તો તો ત્રણ મહિનાની આખરે તમારી શક્તિઓ એટલી બધી ખીલશે કે તમને પોતાનેજ તે પરિણામથી આશ્ચર્ય થશે.

મનની એક પછી એક શક્તિ ખીલવવાનું હાથ ધરો. તમારી **તર્ક શક્તિ** કેળવો, તમારી **સ્મરણ શક્તિ** ખીલવો, તમારી **સરખામણી કરવાની અને અંતર જોવાની શક્તિને** ખીલવો.

જેવી રીતે કોઇ હુન્નરનો અભ્યાસક અમુક હુન્નર શિખવાનું હાથમાં લે છે, અને તે બાબતમાં જ્યાંસુધી પ્રવીણ થાય ત્યાંસુધી તેની પાછળ ખંતથી મંડયો રહે છે, તેવી રીતે તમારે પણ તમારા મનની શક્તિઓ **એક પછી એક** ખીલવવાને કમર કસવી જોઇએ.

જ્યારે તમે આ માર્ગે **ઘણી જીંદગીઓ સુધી** ચાલ્યા હશો, ત્યારે **યોગ માર્ગને વાસ્તે તમે અધિકારી થશો**, અને તે વખતે વધારે ઝડપથી આગળ કેમ વધવું, તથા સૂક્ષ્મ શરીરોને જાગ્રત્ કેમ કરવાં તેનું અનુભવ જ્ઞાન તમને આપવામાં આવશે. જે પળે તમે તે મેળવવાને લાયક થશો તેજ પળે તમને તે મળશે, પણ ત્યાંસુધી તો

તમે ગુરૂની શોધમાં આખી પૃથ્વીપર ભટકો અથવા જંગલની ગુફામાં યતિ તરીકે રહો તે છતાં, તે કદાપિ તમને શિખવવામાં આવશે નહિ.

જ્યાંસુધી ઇન્દ્રિયો કાબુમાં નથી અને મન અસ્વસ્થ છે, ત્યાં સુધી યોગમાર્ગમાં આગળ વધવાની આશા રાખવી વ્યર્થ છે. પણ જ્યારે ઇન્દ્રિયો કાબુમાં આવે છે અને જ્યારે મન સંયમમાં આવે છે, ત્યારે અને **ફક્ત ત્યારેજ** ગુરૂ પ્રત્યક્ષ થાય છે, અને શિષ્યનો હાથ પકડીને તરવારની ધારપર ચાલવા જેવા દુર્ગમ અને સાંકડે માર્ગે તેને દોરી જાય છે. આ માર્ગે, મન અને ઇન્દ્રિયોપર સંપૂર્ણ કાબુ ધરાવનાર જ ચાલી શકે; કારણ કે **આ માર્ગમાંથી પતિત થવાય તો ઘણા જન્મસુધી ઉન્નતિક્રમમાં વિલંબ થાય.**

તે પછી તે જીવનું આનંદસ્વરૂપ ખીલવા માંડે છે, જે, જગતના વ્યવહારમાં પ્રેમરૂપે પ્રકટ થાય છે. ધ્યાનની અમુક ભૂમિકાઓમાં તે આનંદની કાંઈક ઝાંખી તમને થયેલી હોય છે; અને પ્રસન્નતા તમારામાં જન્મે છે, તમારામાંથી ફુવાના ઝરણની માફક તે પ્રકટી નીકળે છે, તમને તેના પાસમાં લપેટી લે છે. છેવટે તમે યોગની ઉંચી સમાધિમાં ખરી આનન્દમય દશા પ્રાપ્ત કરો છો, કે જે સૌંદર્યનું સત્ત્વ છે, અને જેનો પ્રકાશ એટલો બધો હોય છે કે જેની હુજરીઓ આગળ તમે કંપી ઉઠો છો.

ત્યારપછી ઘણે વખતે, જ્યારે ઉન્નતિક્રમના ઘણા અનુભવ મેળવ્યા પછી સર્વ શુદ્ધ થઇ જાય છે ત્યારે, તમે ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરો છો, કે જ્યાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રકૃતિ આત્માની ઉપાધિરૂપ બને છે. હવે તે આત્માને બંધનકર્ત્તા નીવડતી નથી, પણ આજ્ઞાંકિત સાધનની ગરજ સારે છે, જે જરૂર પડે ત્યારે આત્માની સેવા કરે છે, અને જરૂર ન પડે ત્યારે દૂર ખસી જાય છે.

ઉચ્ચ પ્રકારની હુજરીઓ ગ્રહણ કરવાને આ સ્થૂલ શરીર યોગ્ય થાય તેને વાસ્તે આ પ્રમાણે તૈયારીઓ કરવાની જરૂર છેઃ—

(૧) શુદ્ધ જીવનથી અને સાત્વિક ખોરાકથી આ સ્થૂલ શરીરમાંના અશુદ્ધ અને હલકા પ્રકારના પરમાણુઓને દૂર કરવા પ્રયત્ન કરવો.

(૨) વિકારોને સંપૂર્ણ કાબુમાં રાખવા, મનની તથા સ્વભાવની એવી સમતોલવૃત્તિ રાખવી, કે જેમાં બાહ્ય ધોંધાટથી અથવા જીવનમાં મળી આવતા સુખદુઃખના પ્રસંગથી ભંગ ન થાય.

(૩) ઉચ્ચ પ્રકારના વિષયો ઉપર શાંત રીતે મનન કરવું અને મનને ઇન્દ્રિયોના વિષયોમાંથી તેમજ તેથી ઉત્પન્ન થતી માનસિક છબીઓથી નિવૃત્ત કરવું અને જેમ બને તેમ તદ્દન ઉચ્ચ વિચારપર સ્થિર કરવું.

(૪) ચિંતા અથવા મનની ઉદ્વેગભરી સ્થિતિ, જેને લીધે મગજ નિરંતર કાર્ય કર્યા જ કરે છે અને એક વિષયમાંથી બીજા વિષયમાં દોડયાં કરે છે, તે સ્થતિને અટકાવવી.

(૫) ઉચ્ચ ભુવનોની વસ્તુઓ ઉપર ખરો હૃદયનો પ્રેમ ઉત્પન્ન કરો, કે જેથી જગતની વસ્તુઓ કરતાં તે તમને વધારે પ્રિય લાગે, અને મન પણ પ્રિય મિત્રના સમાગમની માફક તેવીજ વસ્તુઓમાં ખરો આનંદ માને.

આ માર્ગના અભ્યાસકે સઘળી બાબતોમાં મધ્યસ્થવૃત્તિ રાખવી અને મનની ગંભીરતા તથા શાન્તિ જાળવી રાખવી. તેનું જીવન શુદ્ધ, તેના વિચારો પવિત્ર અને તેનું શરીર જીતેંદ્રિય હોવું જોઇએ, અને તેનું મન નિરંતર ઉચ્ચ વિચારમાં જ તલ્લીન રહેવું જોઇએ. પોતાના ઉપર આવી પડતા સુખદુઃખના પ્રસંગ તરફ દુર્લક્ષ કરી તેણે બીજાઓ તરફ દયા અને દિલસોજી બતાવવી, અને બીજાઓનું ભલું કરવાને તત્પર રહેવું જોઇએ. અને તેણે ધૈર્ય, દૃઢતા અને ભક્તિ—એ ત્રણ ગુણ ખાસ ખીલવવા જોઇએ. ટુંકામાં જે બાબતની સામાન્ય મનુષ્યો

**વાતો** કરે છે, તે ઉચ્ચ ગુણોનો તેના જીવન વ્યવહારમાં **અમલ** કરવા તેણે તત્પર થવું જોઇએ.

કેટલાક વખત સુધી પોતે મનને એકજ વસ્તુપર સ્થિર રાખી શકે એવી જ્યારે લાંબા વખત સુધી કરેલા ધ્યાનના અભ્યાસથી મનની સ્થિતિ થાય છે, ત્યારે તેણે એથી પણ સખ્ત કામ માથે લેવું જોઇએ; અર્થાત્ કોઈ **નિરાલંબન** (Abstract) વિચાર ઉપર અથવા તો ભક્તિના ઉચ્ચ પાત્ર તરફ તે મનને દોરવવું જોઇએ.

બાહ્ય વિષયોથી, ઇન્દ્રિયોથી, અથવા મનની પોતાની ક્રિયાથી પણ જ્યારે મનની સ્થિતિમાં ફેરફાર ન થાય, અને લાંબા વખત સુધી એક બાબતપર મન સ્થિર થઇ શકે, ત્યારે એકાગ્રતા પ્રાપ્ત થઈ છે એમ કહી શકાય.

તે મનને એટલું બધું દૃઢ તથા સ્થિર બનાવવું જોઇએ કે, ધીમે ધીમે તે જગતના બાહ્ય પદાર્થોમાંથી તેમજ શરીરમાંથી પોતાનું લક્ષ એવી રીતે બ્હાર ખેંચી લે કે ઇન્દ્રિયો તદ્દન શાન્ત અને સ્થિર રહે અને મન પોતાના સઘળા બળથી અંતર્મુખ વળી ઉચ્ચમાં ઉચ્ચ વિચારના બિન્દુપર પોતાનું લક્ષ લગાડવાને તત્પર બને.

જ્યારે મન આવી સ્થિતિ મોટે ભાગે સહેલાઇથી પ્રાપ્ત કરી શકે ત્યારે તે એક આગળનું પગલું ભરવાને લાયક બને છે, અને જ્યારે મન સંકલ્પના બલિષ્ઠ પણ શાન્ત પ્રયાસથી સ્થૂલ મગજમાં જે ઉચ્ચમાં ઉચ્ચ વિચાર આવી શકતો હતો તેની પણ **આગળનો** વિચાર કરવા તત્પર થાય છે, ત્યારે તે ભગીરથ પ્રયાસથી ઉંચે ચઢી ઉચ્ચજીવન સાથે ઐક્ય અનુભવશે, અને તે વખતે સ્થૂલ શરીરથી તે તદ્દન સ્વતંત્ર બનશે. જ્યારે આ સ્થિતિ પ્રાપ્ત થાય છે, ત્યાર-પછી ઉંઘ, સ્વપ્ન, ચાલ્યાં જાય છે. તે ઉંઘતાં તેમજ જાગતાં **ભાન સહિત** વર્તી શકે છે.

જ્યારે આ પ્રમાણે શરીરમાંથી તે બહાર નીકળે છે ત્યારે શરીર ઉપરથી કાંઈ મોટો ભાર ઉપાડી લેવામાં આવ્યો હોય, એમ તેને લાગે છે. કાંઈ પણ વસ્તુ તેણે ખોઈ હોય એવું જરા પણ ભાન થતું નથી. તે શરીરસહિત થયો નથી, પણ પ્રકાશિત શરીરમાં સજ્જ થયો છે. આ નવું શરીર તેના નાના સરખા વિચારને પણ સહજમાં અમલમાં મૂકે છે, અને તેની ઇચ્છાઓને અમલમાં મૂકવાને યોગ્ય સાધન તરીકે કામ કરે છે. આ સૂક્ષ્મ ભુવનમાં તેને ફરવાને પરવાનો મળી ચૂક્યો છે; પણ આવા સંજોગોમાં તે બરાબર કામ કરી શકે તે માટે તેણે લાંબા વખત સુધી પોતાની શક્તિઓને **સાવચેતીથી કેળવવી** જોઇએ.

શરીરમાંથી છુટા પડી બહાર નીકળવાને બીજા કેટલાક માર્ગ છે. ભક્તિના તાનથી અથવા તો મહાન્ ગુરૂએ શિષ્યને **તેની લાયકાતના પ્રમાણ**માં બતાવેલા માર્ગથી પણ આ કામ કરી શકાય. માર્ગ ગમે તે હોય, પણ બધાનું ફળ છેવટે એકજ છે. જીવાત્મા **પૂર્ણ ભાન સહિત** તે સૂક્ષ્મ ભુવનમાં બહાર નીકળે છે. જ્યાં મનુષ્યોનાં સ્થૂલ શરીર જઇ શકતાં નથી ત્યાં તે જાય છે, અને નવા સંજોગોનો અનુભવ લે છે. પોતાની ઇચ્છા પ્રમાણે પાછો આવી શકે છે અને શરીરમાં દાખલ થઇ શકે છે. આ વખતે પોતાના **અનુભવની** બાબતની છાપ પોતાના **સ્થૂલ મગજ**પર તે પાડી શકે છે, અને જે અનુભવ તેણે ત્યાં મેળવ્યા હોય તેનું સ્મરણ **સ્થૂલ મગજને** પણ બરાબર રહે છે.

મનને કેળવવા માટે શરૂઆતમાં **બહુજ સ્હેલી વાત** હાથમાં લેવી જોઇએ. પ્રથમ તો આ કામ કરનાર મનુષ્યને જણાશે કે મન **ઘણુંજ** અસ્થિર છે, તે કોઇ પણ વસ્તુપર ટકી રહેતું નથી અને આમતેમ ભટક્યાં જ કરે છે. આ બાબતનો **અર્જુનને** પણ અનુભવ

થયો હતો, અને ( પાંચ હજાર વર્ષ પૂર્વે ) તેણે શ્રી કૃષ્ણને જણાવ્યું હતું કે " હે ભગવન્ ! મનનો નિગ્રહ કરવો એ વાયુને વશ કરવા જેવું કઠીન કામ છે; કારણ કે મન ચંચળ, અદૃઢ અને વશ કરવું બહુ મુશ્કેલ છે. " શ્રી કૃષ્ણે તેને જે જવાબ આપ્યો હતો તે આપણે નિરંતર સ્મરણમાં રાખવા જેવો છે. તેમણે કહ્યું હતું કે " દુઃખે કરીને વશ કરી શકાય એવું મન પણ વૈરાગ્ય અને અભ્યાસ આ બે સાધનવડે વશ કરી શકાય છે. " અધીરાઇથી આ કામ સરે તેમ નથી. જેવી રીતે એક નવા ઘોડાને આપણે કેળવતા હોઇએ ત્યારે ખાઇઓ કે વાડો કુદાવ્યાવિના આપણે પ્રથમ તેને સીધે રસ્તે દોરવીએ છીએ, અને તે ઘોડાને તેની મરજી માફક કુદવા દેવાને બદલે આપણે જે માર્ગ પસંદ કર્યો હોય તેજ માર્ગે તેને દોરવીએ છીએ, તે જ રીતે મનના સંબંધમાં પણ કામ કરવાનું છે.

માર્ગના ઉમેદવારે પણ તેના દરરોજના જીવનવ્યવહારમાં આ સલાહ અમલમાં મૂકવી જોઇએ. જ્ઞાનમાર્ગના અધિકારીએ વિચારની સંકલના ન તૂટે તેવી રીતે નિશ્ચયપૂર્વક વિચાર કરવા જોઇએ. આસપાસ લાલચોના પ્રસંગો દેખાય પણ તેથી દોરવાઇ જવું નહિ, તેમજ દરેક બાજુએ પોતાની વિચારશક્તિને વિખેરી નાખવી નહિ.

તેણે વિચારોને આમતેમ ભટકવા દેવા નહિ, મનને અમુક ચોકસજ વિષયનો વિચાર કરવાની ટેવ પાડવી જોઇએ. ત્રુટક વિચારો ગ્રહણ કરવાની ટેવનો ત્યાગ કરવો જોઇએ, પણ સંકલનાપૂર્વક વિચાર કરવો જોઇએ. આ ધાંધળીઆ જમાનામાં તેની આસપાસ વિંટળાઇ વળતી હજારો લાલચોથી તેણે લોભાઇ જવું નહિ, પણ પસંદગી કરીને અમુક નિશ્ચયપૂર્વકજ વાંચવું; આથી કરીને તેનું મન કેળવાશે. એકજ વિષયના સંબંધમાં લાંબી સંકલનાવાળી દલીલો આપેલી હોય તેવા ગ્રન્થો વાંચવાને પસંદ કરવા; કારણ કે તેમ કરવાથી મનને ઘણા

લાંબા વખત સુધી એકજ વસ્તુપર વિચાર કરવાની ટેવ પડશે. આ સ્થળે મન એક બાબતપરથી બીજી બાબતપર દોડી ન જાય એ બાબત સાવચેત રહેવાની જરૂર છે; કારણુ કે તેમ બને તો મનનું ચાંચલ્ય વૃદ્ધિ પામે છે અને તેના રસ્તામાં મોટું વિઘ્ન ઉભું થાય છે, કે જે વિઘ્ન દૂર કર્યા સિવાય મનુષ્ય કદાપિ આગળ વધી શકેજ નહિ.

જેમ જેમ દિવસ પછી દિવસ, મહિના પછી મહિના અને વર્ષ પછી વર્ષ ચાલ્યાં જાય છે, તેમ તેમ, તેના મનની શક્તિ પણુ ખીલતી જાય છે; અને મન પણુ સંકલનાબંધ વિચાર કરવાને યોગ્ય થતું જાય છે, અને વિચાર કરવાના વિષયોમાં પણુ યોગ્ય કે અયોગ્ય શું છે તેનો વિવેક કરતાં તે શિખે છે. ગમે તે વિચાર તેના મનમાં આવે અથવા ગમે તે વિચાર ચાલ્યો જાય તેમ તે થવા દેશે નહિ. તેમ કોઇ પણુ અનિષ્ટ વિચારને પોતાની ઇચ્છા વિરૂદ્ધ પોતાના મનમાં રહેવા દેશે નહિ. કોઇ પણુ વિચારને તેના મનનું સંપૂર્ણુ સ્વામીપણું તે સોંપી દેશે નહિ. કારણુ કે તે હવે જાણે છે કે " હું મારા મનનો માલીક છું." તેના માર્ગમાં ભલે અડચણો આવે, પણુ તેને તે ગણુકારશે નહિ, કારણુ કે તે અડચણો પણુ તેના મનને કેળવવામાં સહાયભૂત છે.

જે જે વિચારો તેની ઇચ્છા વિરૂદ્ધ તેના મનમાં દાખલ થવા પામે, તેના સામે તે મનનાં દ્વાર બંધ કરે છે. આ યોગ્ય પ્રકારની કેળવણી છે. આ કેળવણી બહુ મુશ્કેલ છે, અને તે માટે પુષ્કળ સમય ખર્ચવો પડે છે. કારણુ કે કેટલાક અનિષ્ટ વિચારો આપણુાપર હુમલા કરે તે પાછા હઠાવવાજ જોઇએ; આ કામ તેણે વારંવાર કરવું જોઇએ. જેવો કોઈ પ્રતિકૂળ વિચાર આવ્યો કે તેને ધકકેલો મારી કાઢી મૂકવો. જેટલી જેટલીવાર આવા વિચારો આવે તેટલી તેટલીવાર તે વિચારોને ધકેલી મૂકવામાં જરા પણુ ડરવું નહિ. કદાચ તમે કહેશો કે આ કામ શી રીતે થઇ શકે ?

**મન એકજ વખતે એકજ બાબતનો** વિચાર કરી શકે છે, માટે મનને બીજા વિષય ભણી દોરવાથી આ કામ બહુ જલ્દીથી થઇ શકશે. જે વિચાર આવતો હોય તેના **વિરોધી** સદ્‌ગુણનો વિચાર કરવાથી અસદ્ વિચાર **સ્વયમેવ** ચાલી જશે. પ્રારંભમાં આ રીતે કરવાની જરૂર છે, પછી તો માત્ર તે વિચારને ના પાડવાથી જ ચાલ્યો જાય છે. પણ જ્યાં સુધી મનનાં દ્વાર આ રીતે બંધ કરવાનું અને તે છતાં જરા પણ અશાંતિ ન ઉત્પન્ન થાય તેવી સ્થિતિ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય ન મળ્યું હોય ત્યાં સુધી તો એક વિચારને બદલે બીજા વિચારને સ્થાપન કરવો એ જ ઉત્તમ માર્ગ છે. નવો વિચાર પારમાર્થિક અને નિત્ય તત્ત્વને લગતો હોવો જોઇએ; કારણકે તેથી સદ્વિચાર સ્ફુરે છે. વ્યવહારિક વિચાર ક્ષણભંગુર છે અને પારમાર્થિક નિત્ય છે, માટે ક્ષણભંગુરને દૂર કરી નિત્યપર લક્ષ આપવાની સાવધાનતા રાખવી ઉચિત છે. આપણાં મન આમતેમ ભટકતાં હોય છે, તેમ ભટકવા દેવાં નહિ. આપણું મુખ્ય કામ મનને સ્થિર કરવાનું છે, અને આ કામ આપણે નિરંતર **જીવનના દરરોજના વ્યવહારમાં** પણ કરી શકીએ. જ્યાં સુધી મન સ્વાધીન ન થાય ત્યાં સુધી એકજ વખતે એક કામ કરવું જોઇએ; અને મનની સઘળી શક્તિઓ તેજ બિંદુ તરફ વળે તેમ મનને **એકાગ્ર** બનાવવું જોઇએ. આપણે જે કામ કરવાનાં છે, તેમાંનાં ઘણાંખરાં નજીવાં હોય છે. આપણે કયું કામ કરવાનું છે, એ જોવાનું નથી, પણ તે **કેવી રીતે** કરીએ છીએ તેજ જોવાનું છે; કારણ કે આ રીતે આપણને જે કેળવણી મળે છે, તેથી ધીમે ધીમે મહાન્ ગુરૂના શિષ્ય થવાને લાયક બનીએ છીએ. **અમુક કાર્ય તમે કેવી રીતે કરો છો, કેવા મનથી કરો છો, અને કેવી શક્તિથી કરો છો—આ જ બાબતો ઉપયોગી છે.**

તમે કેવી સ્થિતિમાં છો, તે પણ ઉપયોગી બાબત નથી. તમારી

તે સ્થિતિ પણ તમારા મનને કેળવવામાં સહાયભૂત થશે, એટલે જે કાર્ય કરવાનું હોય તેપર એકાગ્ર મન રહે તેવી રીતે મનને કેળવવાનો પ્રયત્ન કરવાથી મન સ્થિર રહેતાં શિખશે.

જ્યારે એક વખત મનને આપણી ઇચ્છા અનુસાર સ્થિર રાખવાની શક્તિ પ્રાપ્ત થાય છે, ત્યારપછી તેને ગમે ત્યાં સ્થિર કરવામાં અડચણ નડતી નથી, અને તમે તમારી મરજી મુજબ ગમે તેવા મોટા વિષય તરફ મનને દોરવી શકશો.

પરંતુ મનની કેળવણી **નાની નાની બાબતપરથી** પણ થઇ શકે. નાની વસ્તુઓ પર મન વધારે સહેલાઇથી ટકી શકે; કારણ કે મોટી વસ્તુઓ વારંવાર આપણા પરિચયમાં આવતી નથી. પણ નાની નાની વસ્તુઓ તો નિરંતર આપણી આસપાસજ હોય છે. આ રીતે નાની નાની વસ્તુઓ પર જો મનને કેળવવામાં આવ્યું હોય તો જ્યારે કોઈ મહાન્ વિષયપર લક્ષ આપવાની જરૂર પડે ત્યારે મનની એકંદર શક્તિ તે વિષયપર લગાડી શકાય, કે જેથી તે મહત્વનું કામ સંતોષકારક બની શકે.

આત્માની ખરી કિંમતની કસોટી નાની નાની બાબતમાંજ થાય છે; કારણ કે નાની વસ્તુઓ લોકોનું ધ્યાન ખેંચતી નથી, નાની વસ્તુઓ સારૂ કોઇ માન આપતું નથી કે સ્તુતિ કરતું નથી, તે છતાં તે મનુષ્ય પોતાની ધારેલી નેમ પાર પાડવાને નિશ્ચયપૂર્વક કામ કર્યા કરે છે, અને પોતાની જાતને કેળવવાને દરેક સંજોગોનો લાભ લે છે. આત્માને કેળવવો એ આ બધાની કુંચી છે.

તમારા વર્તન માટે કાંઇક ખાસ **નિયમો** રાખવા, અને તે પ્રમાણે ચાલવાનો આગ્રહ રાખવો. તેમાં ખાસ કાંઇ ભૂલ જણાય તો જ તે ફેરવવા; નહિ તો તે પ્રમાણે ચાલ્યાં કરવું. એક દષ્ટાંત લેઇએ, ધારો કે તમે સવારમાં પાંચ વાગ્યે ઉઠવાનો નિશ્ચય કર્યો છે, કે જેથી

ઘરવ્યવહારમાં અડચણુ ન પડે અને તમારૂં કામ સુગમતાથી થાય. હવે એકવાર નિશ્ચય કર્યા પછી તેને ફેરવશો નહિ. તે વખતે શરીરને તેની ઇચ્છા પ્રમાણે વખત પસંદ કરવા દેશો નહિ; પણ શરીરને એવી રીતે કેળવો કે તે મનનું આજ્ઞાંકિત સેવક થાય. કેટલોક વખત તે પ્રમાણે ચાલવાની ટેવ પાડયા પછી જો તમને એમ લાગે કે તમે તે વખત પસંદ કરવામાં ભૂલ કરી છે, તો જ તે વખત બદલજો. પણ અહીં એક ચેતવણી આપવાની જરૂર છે. તમારૂં મનોબળ મજબુત કરવાને તમે પ્રયત્ન કરો છો, તે કારણસર તમે દુરાગ્રહી બનશો નહિ. જે રીત લાભકારી ન જણાય તે બદલવાને તત્પર રહેજો. વળી ધ્યાનમાં રાખજો કે, ફેરફાર કરવાની અગત્ય જણાય તોપણ તે ફેરફાર સંપૂર્ણ વિચારપૂર્વક કરવાનો છે. ક્ષણિક વિકાર કે ક્ષુદ્રવૃત્તિ દોરવે તેમ તમારે દોરાવું નહિ. તમારી હલકી વૃત્તિઓ કે જેમને તમારે વશ કરવાની છે, તે વૃત્તિઓના આવેશથી તમારા નિશ્ચયનો ત્યાગ કરશો નહિ; પણ તમારી ખરેખર ભૂલ થઇ છે એમ લાગે તો જ તમારા નિયમમાં ફેરફાર કરવાનો તમને હક્ક છે. આપણા નિયમથી આપણી સાથે રહેનારાંને કોઈપણ રીતે અગવડ ન થાય અને આપણને આપણી માનસિક કેળવણીમાં અનુકૂળતા થાય તે બાબત ચોકસ સંભાળ રાખવી જોઇએ. કારણ કે આપણા વિકાસ ખાતર બીજાઓને અડચણ કરવાનો આપણને હક્ક નથી.

મન ચંચળ છે અને સ્હેલાઇથી નિયમમાં આવી શકતું નથી, એ વાત સત્ય છે; છતાં અભ્યાસ અને વૈરાગ્ય વડે તે કાબુમાં આવી શકે છે. તેને વાસ્તે આ સિવાય બીજો માર્ગજ નથી. અભ્યાસ અથવા મહાવરો પાડયા સિવાય આ કામ બની શકવાનું નથી. ફરી ફરીથી અભ્યાસ કરવો જોઇએ. એ કામ તમારે બદલે બીજો કોઈ કરી શકે નહિ. કોઇ ગુરૂ પણ તમારૂં એ કામ તમારે માટે કરી શકે નહિ.

તમારે જાતેજ તે કરવું જોઇએ; અને જ્યાં સુધી તે પ્રમાણે વર્તન થાય નહિ ત્યાં સુધી ગુરૂનાં દર્શન દુર્લભ છે. જૂદા જૂદા ધર્મોના મહાન્ ગુરૂઓએ પ્રકાશેલા શબ્દોમાં જણાવેલ ગુરૂને મળવાના માર્ગે જ્યાં સુધી **તમે પોતે** ચાલો નહિ ત્યાં સુધી તમારી ખાલી ઇચ્છા નિરર્થક છે.

ત્યારે હવે કેમ કરવું ? **શ્રીકૃષ્ણ ભગવાન્** કહે છે તેમ **અભ્યાસ કરવો.** આપણા જીવનમાં જે અનેક પ્રસંગો સર્વદા આપણને પ્રાપ્ત થાય છે, તે દરેક પ્રસંગમાં આ ચંચળ મનને કાબુમાં લાવવા પ્રયત્ન કરવો જોઇએ. મનની સ્થિરતાપૂર્વક થોડી પળ વિચારવાને પ્રયત્ન કરો. એમ કરતાં મન તે વિષય પરથી છટકી જઇ કોઈ બીજાજ વિષયપર દોડશે પણ એમ થવા દેવું નહિ. એમ થતાં તરતજ મનને આપણા ધારેલા વિચાર તરફ દોરવવું. જો તે બીજા વિષયમાં દોડી જાય તો તેને ત્યાંથી પાછું વાળી અસલના વિચાર પર સ્થિર કરો. આ રીતે તમારૂં મનોબળ વધશે, અને તમારૂં મન **સંયમ**માં આવતું જશે. તમે આ પ્રમાણે અભ્યાસ પાડવાથી મનને વશ કરતાં શિખશો અને તે તમારી ઇચ્છા પ્રમાણે તમારે ધારેલે માર્ગે દોરવાશે.

આ પ્રમાણે મનને કાબુમાં લાવતાં લાવતાં તમે આગળનું પગથિયું જે '**ધ્યાન**'નું છે તેને વાસ્તે **લાયક** બનતા જશો. મનને લાંબા વખત એકજ વિચાર પર સ્થિર અને એકાગ્ર કરવું તેનું નામ 'ધ્યાન' છે. તમારે તે દરરોજ કરવું જોઇએ. આથી કરીને મન તથા શરીરને અમુક પ્રકારનું વળણ બંધાય છે; આ વલણ ધ્યાનના કામમાં બહુજ સહાયકારી થાય છે. જે તમે દરરોજ કરો છો, તે કરવાની તમને ટેવ પડે છે. જે તમે **દરરોજ** કરો છો, તે તમે સહેજ પણ **પ્રયત્ન વિના** કરી શકો છો. જે કામનો આરંભ કરવો બહુ મુસ્કેલ લાગે છે, તે કામ **અભ્યાસથી** ઘણું સહેલું થઈ જાય છે.

ધ્યાનના બે પ્રકાર સંભવે છે. એક બુદ્ધિ વિષયક અને બીજો

ભક્તિ વિષયક; અને જે મુમુક્ષુ ગુરૂ મેળવવાની ઇચ્છા રાખે છે તે તો આ બન્ને પ્રકારે ધ્યાન કરશે. તેણે તો પોતાનું ચિત્ત પોતાના ઇષ્ટ દેવ–ગુરૂ જે હજી પ્રત્યક્ષ થયા નથી તે તરફ દોરવી ત્યાંજ સ્થિર કરવું જોઇએ; એમ કરતાં મન ધીમે ધીમે સ્થિર થશે. કોઈ એક વિષય પસંદ કરીને તેપર ચોકસ રીતે અને સંકલનાપૂર્વક વિચાર કરવાનો પ્રયત્ન કરતા રહો.

દરરોજ ત્રણચાર વર્તમાનપત્રો વાંચવાની ટેવ મન–સંયમના કામમાં ઘણી વિઘ્નકર્ત્તા નીવડે છે. એક વિષયપરથી બીજા વિષયપર તમારૂં મન તરતજ દોડે છે. વર્તમાનપત્રોમાં કેટલી વિવિધતા આવે છે તે વાત તમારાથી અજાણી નથી. આવા નજીવા અને નિરૂપયોગી વિષયોપર મનની શક્તિ ગુમાવવાથી મનને તેઓ કેટલું બધું નુકશાન કરે છે, તેનો થોડાનેજ ખ્યાલ હોય છે. કેટલાક છ છ વર્તમાનપત્રો દરરોજ વાંચે છે. આ રીતે તેઓ મનની શક્તિઓનો મિથ્યા વ્યય કરે છે. જો આ પ્રમાણે દિનપ્રતિદિન તમારા મનની શક્તિઓનો વ્યય કર્યાજ કરો તો તમને તેવી ટેવ પડી જાય છે, અને કોઇ પણ એક વિષયપર તમે તમારા વિચાર સ્થિર કરી શકશો નહિ. આ રસ્તે જે સમયનો વ્યય થાય છે, તે સમયનો વધારે ઉચ્ચ વિષયોના અભ્યાસમાં સદુપયોગ કરી શકાય. આ ટેવ જે હાલમાં બહુ વધી પડી છે તેના સામે થવાને અને અમુક વિષયપર મન સ્થિર કરી તેનોજ સંકલનાપૂર્વક વિચાર કરવાને અભ્યાસ પાડવો જોઇએ. જીવનના ઉચ્ચ વિષયને લગતા કોઇ પારમાર્થિક ગંભીર પુસ્તક વાંચવાની ટેવ પાડવી જોઇએ. તે તેટલો વખત એક ચિત્તે વાંચવું જોઇએ. ચિત્ત બીજા કોઈ વિષયમાં જાય નહિ, બીજા વિષયમાં દોરવાય નહિ, તેની સંભાળ રાખવી જોઇએ.

ધ્યાન કરતી વખત એ ભાવના પ્રત્યક્ષ રાખી તેને પહોંચવા,

તેના જેવા થવા દૃઢ નિશ્ચયપૂર્વક ઇચ્છા કરવી. જેમ જેમ મન ખીલતું જશે તેમ તેમ આ કામ સરલ બનતું જશે. ધ્યાનમાં મનુષ્ય પોતાના મન સમક્ષ આ ઉચ્ચ ભાવના રાખે છે, અને તેના પરિણામે તેનો ભાસ તેનામાં પડવા માંડે છે અને પોતે તેના જેવો થવા લાગે છે. મનની આ એક ક્રિયાશક્તિ છે કે **જેવું તે ચિંતન કરે છે, તેના જેવું તે બને છે;** અને મનુષ્યજાતિની ઉચ્ચમાં ઉચ્ચ ભાવનારૂપ જે મહાન્ ગુરૂ તેનું ચિંતન જો તે કર્યા કરે તો તેમના જેવો તે થવા માંડે, એ સ્વાભાવિક છે.

જેમ જેમ તે મુમુક્ષુ આદર્શ પુરૂષપર મન સ્થિર કરતો જાય છે, જેમ જેમ તેમના જેવો થવાનો સંકલ્પ દૃઢ થતો જાય છે અને તેમની સાથે સંબંધમાં આવવાની ઇચ્છા ઉત્કટ થતી જાય છે તેમ તેમ ધ્યાનના વખતમાં મન સ્થિર થતું જાય છે, શાન્ત બને છે, બાહ્ય વિષયો તરફથી વૃત્તિઓ પાછી વળી અંતર્મુખ થાય છે, બાહ્ય વિશ્વ તેના ચૈતન્યમાંથી લય પામતું જાય છે, અને ઉચ્ચ પ્રકારના ચૈતન્યનો પ્રકાશ ઝળકી ઉઠે છે, અને અંતે સાક્ષાત્કાર થાય છે.

ચિત્તની વૃત્તિઓનો નિરોધ થતાં, તેની ચંચળતા શાન્ત થતાં, તે મન પવનની લ્હેરોથી ડોલાયમાન ન થાય તેવા શાન્ત સરોવર જેવું થઇ રહે છે, પછી તે ચિત્તરૂપી સરોવર શુદ્ધ દર્પણ જેવું થઇ રહે છે, અને જેમ સરોવરમાં સૂર્યનો પ્રકાશ યથાસ્થિત પડે, તેમ આ શાન્ત મનમાં આત્મજ્યોતિ બરાબર પ્રકાશે છે. ચિત્ત જ્યારે શુદ્ધ, નિર્મળ અને શાન્ત બને છે, ત્યારેજ ઉચ્ચ ચૈતન્યનો અનુભવ થાય છે. ધીમે ધીમે અને જ્ઞાનપૂર્વક ચારિત્ર રચવામાંજ માનસિક ધ્યાનનો મોટો ભાગ રોકાય છે. ભગવદ્ગીતાના સોળમા અધ્યાયમાં જે દૈવી સંપદ્ના ગુણોની લાંબી નોંધ આપવામાં આવી છે, તે ખીલવવાને મનુષ્યે પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી આવતા ભવમાં તે તે ગુણો

સાથે મનુષ્ય જન્મ પામે. જે સાંસારિક મનુષ્ય પોતાનું ચારિત્ર કેવી રીતે ઉત્તમ બનાવવું તે જાણવા માગતો હોય તેણે મુમુક્ષુને વાસ્તે જરૂરના તે દૈવી સંપદ્‌ના ગુણોનો ખ્યાલ લાવવો જોઇએ, અને તે સદ્‌ગુણોને પોતાના જીવનવ્યવહારમાં યોજવાને તે પર ધ્યાન કરવું જોઇએ, અને તેમને અમલમાં મૂકવા જોઇએ.

**બધા** સદ્‌ગુણોનું ધ્યાન **એકદમ** કરવાનું નથી. કોઇ પણ સાંસારિક મનુષ્ય જેને સંસારની ફરજો બજાવવાની છે, તે બધા સદ્‌ગુણોનું ધ્યાન એકી વખતે કરી શકે નહિ; **પણ તેણે એક પછી એક** સદ્‌ગુણ લેઇને તે પ્રમાણે વર્તવાનો અભ્યાસ પાડવો જોઇએ.

ખંતથી કામ કર્યા કરો. તેને સારૂ વખતનો ભોગ આપવો પડે તો જરા પણ ડરતા નહિ; તેને વાસ્તે શ્રમ લેવો પડે તો તેથી કંટાળતા નહિ; કારણ કે, આ રસ્તે જે જે સદ્‌ગુણો તમે બાંધો છો, તે અનંતકાળને વાસ્તે બાંધો છો, અને જ્યારે અનંતકાળ તમારી આગળ ખડો છે, ત્યારે તમારે ધીરજથી અને મજબૂતાઇથી તે ગુણો ખીલવવા જોઇએ. આ રસ્તે જે જે તમે મેળવો છો તે તે અનંતકાળને વાસ્તે છે. કેવળ ધ્યાન અથવા કેવળ વર્તન ચારિત્રરચનાના કામમાં અસંપૂર્ણ છે; વસ્તુતઃ **બન્નેની જરૂર છે.** દરરોજના જીવનમાં **બન્નેને** સ્થાન મળવું જોઇએ, અને આ રીતેજ ઘણું ઉમદા જીવન બંધાશે.

તમારે વાસ્તે જે મુમુક્ષુનો માર્ગ ઉપર બતાવ્યો છે, તે માર્ગે જો તમે ચાલશો તો તમે આ પ્રમાણે **મનઃસંયમ, ધ્યાન** અને **ચારિત્ર-યોજના** શિખી શકશો. આ ત્રણ શબ્દોનો જ્યાં તમે ઉચ્ચાર કર્યો કે ગુરૂ તમારા સંમુખ સ્વયમેવ પ્રકટ થશે. જ્યારે આ મંત્રનું રટણ થાય છે, ત્યારે ગુરૂ પ્રત્યક્ષ થાય છે, અને શિષ્ય તેમના ચરણકમળના પ્રસાદને યોગ્ય થાય છે.

આ કામમાં બહુ મહેનત અને શ્રમની જરૂર છે, અને ઉન્નતિ ખુલ્લી રીતે દેખાય તે પહેલાં લાંબા વખત સુધી ખંતથી આ કામમાં મંડયા રહેવું જોઇએ. ભૂતકાળમાં તેમજ વર્તમાનકાળમાં સેંકડો મનુષ્યો તે માર્ગે ચાલ્યા છે અને ઇષ્ટ લાભ પ્રાપ્ત કરવાને સમર્થ થયા છે; અને તેઓ આ માર્ગના સાક્ષી છે.

એક બિન્દુ ઉપર ડગ્યાવિના સીધી રીતે મનને લાંબા વખત સુધી રાખી શકાય તેવો સંપૂર્ણ કાબુ જો મનપર મેળવવામાં આવે, અને તે બિન્દુનો પણ ત્યાગ કરીને જો તે સ્થિર અને સમતોલ રહી શકે, અને જો તે વખતે મગજ શાન્ત અને ઇન્દ્રિયો નિશ્ચેતન બની રહે તો મનની દષ્ટિમર્યાદા પર એક અનન્ય પ્રકારનું ચેતન ખીલી નીકળે છે, જેને અંદર બેઠેલો વિચાર કરનાર પોતારૂપે સમજે છે, પણ પોતે ઉચ્ચસ્થિતિમાં હોય તેવું ભાન થાય છે. આ સ્થિતિમાં જ્યારે તે ઉંચે ચઢે છે, ત્યારે તેની શક્તિઓ એકાએક વિશાળ બને છે, મર્યાદાઓ વિખરાઇ જાય છે, નવું, સૂક્ષ્મ અને ચંચળ જીવન તેની દ્વારા વહેવા લાગે છે; તે પોતે વિચાર કરનાર કરતાં વિચારરૂપ બની જાય છે.

જે સવાલો અત્યાર સુધી તેને ગુંચવણભરેલા લાગતા હતા તેનો હવે ઉકેલ ઝટ આવી જાય છે; જે પ્રશ્નોના જવાબ મળવા અશક્ય હતા તેનો ખુલાસો ઝટ મળી જાય છે; તેની સઘળી અડચણો વિલય પામી જાય છે, અને સઘળું પ્રકાશમય લાગે છે.

પ્રથમ તો મનુષ્યે ચોક્કસ અનુક્રમ પ્રમાણે વિચારો કરવાનો દઢ નિશ્ચય કરવો, કે જેથી તેનું માનસિક શરીર વિચારની સંકલના બાંધતાં શિખે અને બીજા ગમે તે વિષય ઉપર ઉતરી ન પડે. વળી એવી ટેવ પાડવાથી સ્થૂલ મગજ પણ કેળવાઇને તેવા વિચારો ગ્રહણ કરવાને અનુકૂળ બને છે. એવી ટેવથી સ્થૂલ જ્ઞાનતંતુઓ અને છાયા

શરીર નિયમાનુસાર કાર્ય કરવા ટેવાય છે; અને જ્યારે જ્યારે તેઓના સ્વામી ( આત્મા ) ને તેનો ઉપયોગ કરવાની ઇચ્છા થાય છે, ત્યારે ત્યારે તેની ઇચ્છાનુસાર વર્તવા તત્પર થાય છે.

આ પ્રમાણે નિરંતર વિચારનું કામ કરવાથી કેવળ સ્થૂલ મગજ સુધરશે એટલુંજ નહિ પણ તેનાથી બીજા વિશેષ લાભ છે. દરેક સ્કુરણ સ્થૂલ મગજ સુધી પહોંચે તે સારૂ તેને કામશરીરમાં–વાસના શરીરમાં થઇ પસાર થવું પડે છે, એટલે તે શરીરપર પણ તેની અસર થતી આવે છે, આથી વાસના શરીરની સ્પષ્ટ આકૃતિ બંધાય છે અને તે બરાબર વ્યવસ્થિત બને છે.

જ્યારે મનુષ્ય પોતાનું મગજ બરાબર કાબુમાં રાખતાં શિખે છે, જ્યારે તે એકાગ્રતા શિખ્યો હોય છે, જ્યારે તે પોતાની ઇચ્છાનુસાર ગમે તે વિષય પર વિચાર કરવાને શક્તિમાન્ થાય છે, ત્યારે ( જો તેને સ્વપ્ન યાદ રહેતાં હોય તો ) તેની સ્વપ્નાવસ્થામાં બહુજ સુધારો થયેલો માલૂમ પડશે. તેનાં સ્વપ્ન આબેહુબ હોય છે, લાંબા વખત સુધી ટકે છે, સમજવાળા હોય છે, અને બોધદાયક નીવડે છે.

આમ બને ત્યારે માનવું કે તે મનુષ્ય પોતાની બીજી ઉપાધિ–વાસના શરીર–માં કામ કરવા લાગ્યો છે. તે ચૈતન્યની ઉપરની ભૂમિકામાં પ્રવેશ કરે છે, અને સ્થૂલથી નિરાળી રીતે કામ લોકમાં–સૂક્ષ્મ ભુવનમાં કાર્ય કરી શકે છે.

જેમ જેમ મનુષ્ય પોતાના વિચારપર વિશેષ લક્ષ આપતો જાય છે, અને આ રીતે અજાણતાં સૂક્ષ્મ શરીરને વાપરતો જાય છે, તેમ તેમ તે ખીલવા લાગે છે, અને તેની યોગ્ય રચના બંધાય છે.

સામાન્ય રીતે નિદ્રાવસ્થામાં મનુષ્ય બેભાન થઇ જાય છે, તેમ થવાનું કારણ એ છે કે સૂક્ષ્મ–વાસના–શરીર કેળવાયેલું હોતું નથી, અથવા તો સ્થૂલ અને સૂક્ષ્મ વચ્ચેનો સંબંધ ભાનપૂર્વક રાખવાની

શક્તિ પ્રાપ્ત થયેલી હોતી નથી. મનુષ્ય જ્યારે જાગ્રત્ અવસ્થામાં પોતાના સૂક્ષ્મ શરીરનો ઉપયોગ કરે છે, ત્યારે મનના પ્રવાહો સૂક્ષ્મ શરીરદ્વારા સ્થૂલ શરીર ભણી મોકલે છે. પણ જ્યારે સ્થૂલ મગજ કે જે દ્વારા બ્હારની અસરો ગ્રહણ કરવાને તે શક્તિમાન્ હતો, તે મગજ જ્યારે જાગ્રત્ હોતું નથી, ત્યારે નવા પહેરેલા બખ્તરમાં સજ્જ થયેલા લડવૈયા જેવી તેની સ્થિતિ થાય છે.

ફક્ત સૂક્ષ્મ શરીર દ્વારા જે ધ્રુજરીઓ તેની તરફ આવે તે ગ્રહણ કરવાને તે સમર્થ થતો નથી; કારણ કે સૂક્ષ્મ શરીરનો **સ્વતંત્ર** ઉપયોગ કરવાને તે હજુ શિખ્યો નથી.

વળી સૂક્ષ્મ ભુવનપર સ્વતંત્ર રીતે કામ કરવાને તે શિખ્યો હોય, છતાં એમ પણ બને કે જ્યારે તે સ્થૂલ મગજમાં જાગ્રત્ થાય ત્યારે તેને એ વાતની જરા પણ ખબર ન હોય. આ રીતે ઉપરની ભૂમકાનો સંબંધ આ ભૂમિકા સાથે જોડાય તે પહેલાં પણ આ પ્રમાણે ઉપરની ભૂમકામાં તે કામ કરી શકે છે.

પણ ધીમે ધીમે અંતે આ સંબંધ જોડવા તે સમર્થ થાય છે, અને પછી એક ભૂમિકામાંથી બીજી ભૂમિકામાં **પૂર્ણ ભાન સહિત** તે જઈ શકે છે અને તે સૂક્ષ્મ ભુવનમાં **સ્વતંત્ર** રીતે વર્તી શકે છે.

હવે તેની જાગ્રત્ અવસ્થાનું ક્ષેત્ર વિશાળતા પામ્યું, સૂક્ષ્મ ભુવનનો પણ તેમાં સમાવેશ થઇ જાય છે. સૂક્ષ્મ શરીરની ઇન્દ્રિયો તે સ્થૂળ શરીરમાં હોય ત્યારે પણ તેની આજ્ઞા પ્રમાણે વર્તે છે; **તે એકજ વખતે બે દુનિયામાં વસે છે;** વચમાં કાંઇપણ તુટક પડતી નથી. બેની વચ્ચમાં કાંઇ ગાળો પડતો નથી. પછી આ મનુષ્ય, સ્થૂલ ભૂમિકામાં જેમ કોઇ અંધ જન્મ્યો હોય અને તે દેખતો થાય અને તે જેવી રીતે વર્તે, તેમ દેખતો થઇ સૂક્ષ્મ ભુવનપર વર્તે છે.

ત્યાંથી આગળ વધે છે ત્યારે, મનુષ્ય માનસિક એટલે ત્રીજી

ભૂમિકાપર ભાન સહિત કામ કરવાને લાયક બને છે. અત્યાર સુધી પણ ત્યાં તે કામ કરતો હતો; કારણ કે જે વિચારો સૂક્ષ્મ શરીરમાં ચંચળ આકૃતિ ધારણ કરે છે, અને જે સ્થૂલ મગજદ્વારા વ્યક્ત થાય છે તે સર્વ વિચારો તે માનસિક ભુવનમાંથી ઉદ્ભવ પામે છે. માનસિક શરીરમાં જ્યારે તે ભાન સહિત કાર્ય કરે છે, ત્યારે તેને લાગે છે કે જેવો તે વિચાર કરે છે, તેવાજ તે વિચારો રૂપ ધારણ કરે છે, અત્યાર સુધી જે કામ બેભાન અવસ્થામાં તે કરતો હતો તે કાર્યનો કર્તા પોતે છે એમ તેને હવે ભાન થાય છે.

જેમ મન ખીલતું જાય છે અને મનુષ્ય ભાન સહિત તેમાં રહી કામ કરતાં શિખે છે, તેમ માનસિક ભૂમિકાનું જીવન કેટલું વિશાળ અને મહાન્ છે તેનું તેને જ્ઞાન થાય છે. તે સ્થૂલ ઉપાધિમાં રહે છે અને તે સ્થૂલ ઉપાધિ દ્વારા તે કાર્ય કરે છે, તોપણ તે ઉચ્ચ ભૂમિકામાં જાગ્રત્ રહે છે અને ત્યાં તેનું કાર્ય બંધ પડતું નથી. અને માનસિક ભુવન ( સ્વર્ગલોક )નું જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિને જાગ્રત્ કરવા માટે તેના સ્થૂલ શરીરને ઉંઘમાં નાખવાની કાંઈ જરૂર પડતી નથી. માનસિક શક્તિઓ તે નિરંતર વાપર્યાજ કરે છે અને માનસિક ભુવનના સઘળા સંસ્કારો તે ગ્રહણ કરે છે, એથી કરી અન્ય મનુષ્યોના મનમાં ચાલતી ક્રિયા, જેમ સ્થૂલ ક્રિયા ધ્યાનમાં આવે છે તેમ, તેના ધ્યાનમાં આવ્યાં કરે છે.

મનુષ્ય જ્યારે આટલે દરજ્જે ખીલે છે ત્યારે તે માનસિક શરીરમાં જાગ્રત્ રહી શકે છે અને તેમાં રહી જે જે કાર્ય કરે છે તેનું તેને પૂર્ણ ભાન રહેવા માંડે છે; તથા તેની શક્તિ અને બંધન કેટલા છે તે પણ તેની જાણમાં આવી જાય છે. માનસિક ભુવનના ઉચ્ચ દ્રવ્યના—અરૂપ દ્રવ્યના—બનેલા **કારણ શરીરમાં** નિવાસ કરનાર જીવાત્મા તે પોતેજ છે, એમ તેને જ્ઞાન થાય છે, તે સમયે તેના જાણ-

વામાં આવે છે કે માનસિક શરીરમાંથી પોતે બહાર નીકળી શકે છે, તેને છોડી જઇ શકે છે અને તેનાથી પણ ઉચ્ચ ભુવનમાં વિચરતાં પોતે તેને તે જ રહે છે, તે વખતે તેને **અનુભવ** થવા માંડે છે કે બધી જીંદગીઓ ખરેખર એકજ જીંદગી રૂપ છે અને તે સર્વમાં કામ કરનાર પોતે તો એકનો એકજ છે.

હવે આ શરીરોનો અન્યોઅન્ય સંબંધ કેવી રીતે સંકળાયેલો છે તે જોઇએ. પ્રથમ તો આત્માને આ **અંકોડાના** અસ્તિત્વનું ભાન હોતું નથી. તે સર્વ પ્રથમથી હોય છે, તેમાં તો કંઇ શંકા નથી; કારણ કે જો તે હોય નહિ તો માનસિક ભૂમિકામાં જે ધ્રુજારી પેદા થાય તે સ્થૂલ ભૂમિકા સુધી પહોંચી શકે નહિ. પણ તે અંકોડા બરાબર **જાગ્રત્ થયેલા** હોતા નથી, તેથી આત્માને તેનું ભાન થતું નથી.

સ્થૂલ શરીરમાં જેમ કેટલાંક અંગનાં મૂળ માત્ર હોય છે તેવી સ્થિતિમાં તે પરસ્પર શરીરોને જોડનારા અંકોડા હોય છે. આ અંકોડાવડે ઘટ અને છાયા શરીર (સ્થૂલ શરીરના બે વિભાગો) વાસના શરીર સાથે, અને વાસના શરીર માનસિક શરીર સાથે અને માનસિક શરીર કારણ શરીર સાથે, જોડાય છે. આ અંકોડા વિદ્યમાન તો છે જ, પણ તેઓને જાગૃતિમાં લાવવાના છે, અર્થાત્ તેઓને ખીલવવાના છે, અને આ ખીલવવાનું કામ ફક્ત તેમના ઉપયોગથીજ થઇ શકે છે.

જીવનપ્રવાહ તે મારફતે વહે છે, મનનો પ્રવાહ પણ તે મારફતે વહે છે, અને આ પ્રમાણે તેમને સજીવન રાખવામાં આવે છે અને તેમને પોષણ મળે છે. પણ જેમ જેમ મનુષ્ય તેના પર લક્ષ આપી તેને ઇચ્છાપૂર્વક કેળવે છે, તેમ તેમ ધીમે તે સ્વતંત્ર કાર્ય કરવા લાગે છે, આ બીજરૂપે રહેલા અવયવો ઉપર ઇચ્છા શક્તિ

(will-power) કાર્ય કરે છે, એટલે તે જાગૃતિમાં આવવા લાગે છે અને ક્રમે ક્રમે ધીમેથી તે કાર્ય કરવા માંડે છે. અને એક શરીરમાંથી બીજા શરીરમાં જ્ઞાનનો પ્રવાહ વહેવરાવવાને જીવાત્મા તેનો ઉપયોગ કરે છે. મનુષ્યના શરીરમાં કેટલાંક જ્ઞાનતંતુનાં ચક્ર છે, તે જ્ઞાનતંતુની નલિકાઓનો સમૂહ છે. બહારના સર્વ સંસ્કારો આ ચક્રમાં થઇ પસાર થાય છે. જો આમાંથી કોઇ પણ ચક્ર અવ્યવસ્થિત સ્થિતિમાં હોય તો સર્વત્ર અવ્યવસ્થા થાય છે, અને સ્થૂલ મગજના જ્ઞાનમાં પણ તેટલે અંશે અવ્યવસ્થા થાય છે. સૂક્ષ્મ શરીરમાં પણ તેવાંજ ચક્રો હોય છે, અને જે આગળ વધેલો નથી, તેનામાં તે બીજ રૂપે હોય છે અને તે કાર્ય કરતાં નથી. આ ચક્રો દ્વારા સ્થૂલ શરીર, સૂક્ષ્મ શરીર અને માનસિક શરીર એક બીજા સાથે જોડાયેલાં છે; અને જેમ ઉન્નતિક્રમ આગળ વધે છે તેમ ઇચ્છાશક્તિથી તે જાગ્રત્ થવા માંડે છે, અને 'નાગણી' જેને 'કુંડલિની' કહે છે તેની અગ્નિ છૂટી મૂકવામાં આવે છે.

કુંડલિની છૂટી થાય તે માટે પ્રથમના પગથિયામાં પ્રત્યેક શરીરને **પવિત્ર** કરવાની તથા **કેળવવાની** જરૂર છે. કારણ કે જો તેમાં ખામી રહી જાય તો તે અગ્નિ **શુદ્ધ** કરવાને બદલે સર્વને **ભસ્મ** કરી નાંખે છે; એટલા માટે પવિત્રતા રાખવાની આવશ્યક્તા જણાવવામાં આવે છે; યોગાભ્યાસનું પ્રથમનું અને અવશ્યનું સાધન પણ પવિત્રતા છે, તે એટલા માટેજ કહેલું છે.

ઉપર જણાવલા જૂદા જૂદા શરીરને જોડનારા અંકોડા—ચક્રોને જાગ્રત્ કરવા માટે નિર્ભય રીતે સહાય આપી શકાય એવી રીતે જ્યારે કોઇ મનુષ્ય પાત્ર થાય છે; ત્યારે તેવા ઉત્કંઠિત અને નિઃસ્વાર્થ શિષ્યને સહાય કરવા જે મહાન્ પુરૂષો સર્વદા તક જોયાં કરે છે, તેઓ પોતાની મેળે તેને સહાયતા કરે છે.

પણ જ્યારે જાગ્રત્ અવસ્થામાં મનુષ્ય સ્થૂલ શરીરને છોડી દે છે, તે વખતે જો અન્યોઅન્ય જોડનારા અંકોડા યથાસ્થિત કામ હોય, તો તે બન્ને વચ્ચેનો ગાળો પૂરાઈ જાય છે; હવે તે બન્ને સ્થિતિ ઉપર પૂલ બંધાયો હોય એમ જણાય છે, અને તેનું ચૈતન્ય ઝડપથી એક ભુવનમાંથી બીજા ભુવનમાં પસાર થઇ શકે છે. અને બન્ને સ્થિતિમાં પોતે એકજ છે એવું તેને ભાન રહે છે.

માનસિક શરીરમાં ઉત્પન્ન થતી ધ્રુજરીઓને ગ્રહણ કરવાને સ્થૂલ શરીર જેમ જેમ વધારે પાત્ર થાય છે, તેમ તેમ દિવસ અને રાત્રિ વચ્ચેનો ગાળો વધારે પુરાતો જાય છે. મગજ જીવાત્માને વધારે ને વધારે સ્વાધીન બનતું જાય છે, અને તેની ઇચ્છાનુસાર તેનાં કાર્યને અમલમાં મૂકવાનું સરલ સાધન થાય છે. અને જેમ સારી રીતે પલોટેલો ઘોડો પોતાના સ્વારના હાથના અથવા ઘુંટણના સહજ ઇસારાથી સમજી જાય છે, તેમ તે મગજ પણ સહજ ઇસારો ગ્રહણ કરી શકે છે.

જેણે સ્થૂલ અને સૂક્ષ્મ શરીર વચ્ચેના અંકોડા–ચક્રને જાગ્રત્ કર્યું હોય છે, તેને વાસ્તે સૂક્ષ્મ ભુવન ખુલ્લું થઇ જાય છે અને ત્યાર પછી બીજા મનુષ્યોને સહાય કરવાની–જનસમૂહની સેવા કરવાની તકો જે તેને આવી મળે છે, તેનો લાભ લેઇ પોતાની ખીલેલી શક્તિઓનો સારી રીતે ઉપયોગ કરવો એ તેના અખત્યારની વાત છે. તે દુઃખી મનુષ્યોને સહાય કરવા છતાં સહાય કરનારની તે દુઃખી મનુષ્યોને ખબર પડતી નથી અને તેઓનાં દુઃખ નિવારણ થાય છે, તેથી જે આનંદ થાય છે, તેનો તેને અનુભવ ત્યાં મળે છે. તે મનુષ્યોના દુઃખના ઘા રૂઝાવી શાન્તિ પમાડે છે, તોપણ તે રૂઝાવનારની તેઓને ખબર હોતી નથી અને જાણે પોતાની મેળે રૂઝાતા હોય એવું જણાય છે. મનુષ્યોનો માથે આવી પડેલો દુઃખનો ભાર તે દૂર કરે છે, તેથી ચમત્કારિકપણે એવો ભાર ઓછો થઇ માથું હલકું થઇ ગયું હોય

એમ તેઓને લાગે છે, છતાં તેમને આ કામમાં મદદ કરનાર કોણ છે તેમની જગતના લોકોને પણ ખબર પડતી નથી.

જે મનુષ્યે (૧) પોતાની બુદ્ધિ ખીલવી છે, (૨) જેણે ઉચ્ચ લાગણીઓને પોષી છે, (૩) જેણે પોતાની આસપાસના મનુષ્યોનું બહુજ ભલું કર્યું છે, અને (૪) જે ભલો, માયાળુ, નમ્ર અને પ્રમાણિક છે, તે પોતાના સઘળા સારા વિચારો, સારાં કાર્યો અને સારી લાગણીઓનું પરિણામ સ્વર્ગમાં ભોગવે છે. આ બધું તેને વીંટળાઇ વળે છે, અને તેને વાસ્તે એક સુંદર શરીર બનાવે છે, જેમાં તે સ્વર્ગીય સુખ અનુભવે છે. તેની પાછલી જીંદગીનાં સારાં કામો, સારી ઇચ્છાઓ, સારા વિચારોથી તેનું સ્વર્ગીય શરીર બને છે, જેમાં રહી સ્વર્ગ ભુવનનાં સઘળાં સુખો અનુભવવાને તે સમર્થ થાય છે.

આવું શરીર તમારે અત્યારથી બાંધતા રહેવું જોઇએ, કે જે મરણ પછી તમને સ્વર્ગમાં લેઇ જવાને વાસ્તે તમારે વાસ્તે તૈયાર ઉભું હોય.

(૧) સારી ઇચ્છાઓથી (૨) શુભ કામ કરવાની વૃત્તિથી (૩) ઉચ્ચભાવનાઓથી (૪) શુભ કરવાને પ્રયત્ન કરવાથી અને (૫) સારા વિચારોથી તે શરીર તમે બનાવો છો.

વિચારમાં કેટલું બળ છે, તેનો તમને ખ્યાલ નથી. જ્યારે જ્યારે તમે કોઇ સારો વિચાર કરો છો, ત્યારે ત્યારે તમે એક સુંદર આકૃતિ ઉત્પન્ન કરો છો, જે તમારી જીંદગીમાં તમારી પાસે રહે છે અને શુદ્ધ માર્ગે ચાલવાને તમને મદદ કરે છે. દરરોજ તમારે સારા વિચારો કરવાને કેટલોક વખત કાઢવો જોઇએ.

સવારમાં તમે જાગ્રત્ થાઓ, ત્યારે ઇષ્ટદેવનું પૂજન કર્યા પછી સારી બાબતોનો વિચાર કરો, સારા વિચારોનું ચિંતન કરો.

જે પવિત્ર અને શુદ્ધ છે તેનો વિચાર કરવાને થોડો સમય અવશ્ય રોકો.

આથી તમે એવું શરીર બાંધશો કે જે મરણની પેલી બાજુએ તમારી રાહ જોતું ઉભું રહેશે અને તમને સ્વર્ગે લેઈ જશે.

દરરોજના ધ્યાનથી કેટલાક સારા અને મજબૂત વિચારોપર તમારૂં ચિત્ત ચોંટાડવું જોઇએ. આથી જ્યારે મરણની પળ આવી પહોંચશે ત્યારે જે ભુવનને લગતા તે સારા વિચારો છે તે ભુવનમાં ( સ્વર્ગમાં ) તમને તે લેઇ જશે.

જેટલા સમય સુધી તે શરીર ચાલે તેટલા સમય સુધી સ્વર્ગીય શરીરમાં તમે રહો છો. જો તમે સારા વિચારોનું વધારે બળ મૂક્યું હશે તો સ્વર્ગમાં તમારી જીંદગી લાંબો કાળ ટકશે. જેવું તમે બાંધ્યું હોય તેજ પ્રમાણમાં અચળ નિયમ તમને આપે છે.

**તમારૂં ચારિત્ર (character) તમારા વિચારોથી બંધાય** છે. જેવા વિચાર તમે કરશો તેવા તમે થશો. "માણસ વિચારનું પૂતળું છે; જેવો વિચાર મનુષ્ય કરે છે તેવો તે થાય છે." વિચારને લીધે તમારૂં સ્વર્ગીય શરીર બને છે, તેટલુંજ નહિ પણ તમારૂં ચારિત્ર પણ બંધાય છે, કે જે સાથે ફરીથી તમે જન્મો છો. જો તમે ઉમદા વિચાર કરો તો ઉમદા ચારિત્ર સાથે તમે જન્મશો. જો તમે હલકા અને ખરાબ વિચાર કરો તો હલકા અને ખરાબ ચારિત્ર સાથે તમારે જન્મ લેવો પડશે. આ નિયમમાં કદાપિ ફેરફાર થઇ શકે નહિ.

મનુષ્ય ઇચ્છાઓથી બંધાય છે અને ઇચ્છાઓ ઇન્દ્રિયોથી ઉદ્ભવે છે.

ઇન્દ્રિયો મનુષ્યને જન્મમરણની પરંપરામાં ઘસડી જાય છે.

આ પ્રથમ પગથિયું છે; પ્રથમ આ જ્ઞાન સમજવાનું છે.

ઇન્દ્રિયો તેને જન્મમરણના ચક્ર સાથે બાંધે છે; માટે પ્રથમ તો મનુષ્યે ઇન્દ્રિયોને નિગ્રહમાં આણતાં અને મનની સત્તા તળે લાવતાં શિખવું જોઇએ.

શરીર રથ સમાન છે, ઇન્દ્રિયો ઘોડા સમાન છે, અને મન લગામ સમાન છે.

બુદ્ધિ તે સારથિ છે.

આત્મા તો સારથિ કરતાં પણ ઉચ્ચ છે—રથમાં બેસનાર **સ્વામી** છે.

બુદ્ધિએ આ રથ ચલાવવો જોઇએ અને મન રૂપી લગામ વતી ઇન્દ્રિયોના વિષય ભણી દોડતા—અને શરીરરૂપી રથને ઘસડી જતા ઇન્દ્રિયો રૂપી—ઘોડાને પાછા વાળવા જોઇએ અને તેમને સન્માર્ગે વાળવા જોઇએ.

જેવી રીતે ઇન્દ્રિયો મનથી વશ કરાય છે તેમ, મનને પણ પવિત્ર બુદ્ધિથી વશ કરી શાન્ત કરવું જોઇએ.

દરેક કાર્યમાં મનુષ્યે ઇન્દ્રિયોને વશ કરવી જોઇએ અને મન ઉપર રાજ્ય ચલાવવું જોઇએ.

જ્યારે આ પગથિયાં ચઢવામાં આવશે ત્યારે મનની શાંતિથી તે આત્માને જોતાં શિખશે.

પછી તે યોગ માર્ગ ભલે ગ્રહણ કરે.

પછી હૃદય ગુફામાં રહેલા એક નિત્ય આત્માનું તેણે ધ્યાન કરવું જોઇએ. તે હૃદય—ગુફામાં વસે છે અને શોધક પોતાનું મન ત્યાં ચોંટાડવું જોઇએ.

શરીર રૂપી નગરમાં રહેલા તે શાશ્વત પરમાત્માનું, સત્—પુરૂષનું તેણે ધ્યાન કરવું. ધ્યાન કરનારનું મન શુદ્ધ, નિર્ભય અને સ્થિર હોવું જોઇએ. તેણે સદ્જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ અને જે ભક્તિથી આત્માની એકતા અનુભવાય તે ભક્તિ શિખવી જોઇએ.

આ રીતે મનુષ્ય મૃત્યુપર જય મેળવી શકે.

જ્યારે હ્રદયની સઘળી વાસનાઓ નાશ પામે છે ત્યારે તે અમર બને છે. જ્યારે મન પરમાત્માને જુએ છે ત્યારે તે મરણના મુખમાંથી બચી જાય છે.

આ રહસ્ય પ્રાચીનકાળથી કહેવામાં આવ્યું હતું, અને મોક્ષ મેળવવાનું જે કાંઇ શબ્દો દ્વારા કહી શકાય તે આટલુંજ છે. આપણે કેવી રીતે શિખી શકીશું? શિખવનાર ગુરૂઓ હજુ પૃથ્વીપર વસે છે અને કઠોપનિષદ્‌માં યમદેવ કહે છે કે "**उत्तिष्ठत ! जाग्रत ! प्राप्य वरान् ( प्रकृष्टाचार्यान् ) निबोधत**" ઉઠો! જાગ્રત્ થાઓ! મહાન્ ગુરૂઓને શોધી કાઢો અને જ્ઞાન મેળવો. તેઓ હજુ વિદ્યમાન છે અને હજુ શિખવે છે અને શિખવાને આતુર હોય તેવા શિષ્યોને શોધે છે. હું જે જાણું છું તે તમને જણાવું છું.

તે સાંકડો માર્ગ જે હજુ પણ ખુલ્લો છે તે માર્ગે પહોંચવાનો રસ્તો તેઓ શિખવે છે.

જે દૈવીજ્ઞાન તેમના શિષ્યોને થીઓસોફીકલ મંડળ દ્વારા હાલના સમયમાં તેઓ આપે છે તે દૈવીજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાન દ્વારા તે માર્ગ શોધી શકાય તેમ છે.

પણ ગુરૂ મળે તે સારૂ શિષ્ય થવાને લાયક ગુણો શિષ્યે મેળવવા ઘટે છે; તોજ તમે ગુહ્યમાં ગુહ્ય સત્ય શિખી શકો.

યાદ રાખજો કે જેઓ વિષયી છે અને નિર્બળ છે, તેઓ આત્માને જાણી શકશે નહિ. તેમ શબ્દોથી માણસ આત્માને શોધી શકશે નહિ. તેમ દલીલોથી પણ તે જડશે નહિ.

આત્મા જેના પર પ્રસન્ન થાય છે, તેના આગળ પ્રકટ થાય છે. અને આત્માની આ પ્રસન્નતાનો નિર્ણય મનુષ્યના જીવનની પવિત્રતા અને નિઃસ્વાર્થતાપર રહેલો છે.

એક જન્મ અને બીજા જન્મ વચ્ચેનો જે ગાળો પડે છે, અને

તેથી જે સ્મરણુ રહેતું નથી તે સ્મરણુ રહે તે સારૂં માત્ર સૂક્ષ્મ શરીરમાં સંપૂર્ણ જાગ્રત્ રહેવાથી બની શકતું નથી, એટલુંજ નહિ પણુ માનસિક શરીરમાં પણુ જાગ્રત્ રહેવા કરતાં કાંઇક વિશેષ થવાની જરૂર છે; કારણુ કે એ માનસિક શરીર માનસિક ભૂમિકાના નીચેના વિભાગોની પ્રકૃતિનું બનેલું છે, અને પુનર્જન્મમાં તે પ્રકૃતિ કામ આવતી નથી.

માનસિક શરીર પણુ સ્થૂલ અને સૂક્ષ્મ શરીરની માફક, તેની અવધિ આવે, વિખરાઇ જાય છે, અને તેથી એક જન્મની વાત બીજા જન્મમાં તે લેઇ જઇ શકે નહિ.

પૂર્વ જન્મનું સ્મરણુ મનુષ્યને રહે તેનો આધાર એકજ સવાલ પર રહે છે, અને તે એ છે કે, 'શું મનુષ્ય કારણુ શરીરમાં–માનસિક ભુવનના ઉપરના વિભાગોમાં–ભાન સહિત કામ કરી શકે છે?'

આ કારણુ શરીર એક જન્મથી બીજા જન્મમાં સાથે જાય છે, અને તેમાં સર્વ અનુભવોનો સંગ્રહ થાય છે; અને સર્વ પ્રકારનું જ્ઞાન પણુ તેમાંજ રહે છે. ચૈતન્યની બધી ઉપાધિયો વિલય પામે છે, ત્યારે ચૈતન્ય ત્યાં જઈ ઠરે છે, અને જીવાત્મા પુનર્જન્મ ધારણુ કરવા ત્યાંથી નીચે આવે છે.

હવે સ્થૂલ શરીર છોડ્યા પછી યમરાજાની સત્તા કેટલે સુધી પહોંચે છે, તે આપણે જોઇએ.

માણુસ મરણુ પામે છે ત્યારે, તે સ્થૂલ શરીરનો જે ઘટ્ટ ભાગ છે તેમાંથી નીકળી જાય છે. એટલે તે સ્થૂલ શરીર તેનાથી છૂટું પડી વિખરાઇ જાય છે, અને સ્થૂલ સૃષ્ટિમાં મળી જાય છે, આ શરીરમાં એવું કંઇ રહેતું નથી કે જેની સાથે પૂર્વના સ્મરણુનો સંબંધ રહે.

પછી તે ઇથરના બનેલા છાયા શરીરમાં રહે છે, આ શરીરને પણુ થોડાક કલાકમાં તે તજી દે છે, અને તે પણુ તેના તત્ત્વોમાં ભળી

જાય છે. આ ઉપરથી માલૂમ પડે છે કે છાયાશરીરમાં રહેલું સ્મરણ પણ જન્માન્તરમાં ઉપયોગી થઇ શકે નહિ.

પછી તે કામલોકમાં–વાસના શરીરમાં જાય છે, અને જ્યાંસુધી તે શરીર વિખરાઇ જાય ત્યાં સુધી રહે છે. અને જેમ સ્થૂલ શરીરનો ત્યાગ કર્યો તેમ તેનો ત્યાગ કરી આગળ વધે છે. વાસના શરીરનું શબ પણ પોતાની મેળે લય પામી, પોતાની પ્રકૃતિમાં ભળી જાય છે, એટલે પૂર્વના સ્મરણનો સંબંધ જાગ્રત્ રહે તેવું કાંઇ તેનામાં રહેતું નથી.

પછી તે માનસિક શરીરમાં અને દેવલોકની રૂપ ભૂમિકાપર વિચરે છે. ત્યાં સેંકડો વર્ષ પર્યંત રહી શક્તિઓને બાંધે છે અને સત્કર્મનું ફળ અનુભવે છે. પણ જ્યારે તેની અવધિ પુરી થાય છે, ત્યારે તેને પણ છોડી દે છે અને જે શરીર સર્વદા એકનું એકજ રહે છે તે ( કારણ શરીર )માં પોતે જે સંગ્રહ કર્યો હોય છે, અને પોતાની સાથે એકમેક કર્યું હોય છે, તે લેઇને જાય છે. તે માનસિક શરીરને પણ પાછળ છોડતો જાય છે, અને તે પણ આગળ જણાવેલાં શરીરોની માફક લય પામી જાય છે. આ પ્રકૃતિ જો કે આપણને વધારે સૂક્ષ્મ લાગે છે, છતાં તે એટલી સૂક્ષ્મ નથી કે માનસિક ઉચ્ચ ભુવનોમાં ગમન કરી શકે. એટલે આ સ્થળે પણ, આગળની પેઠે, માનસિક શરીર વિલય પામી પોતાની પ્રકૃતિમાં શેળભેળ થઇ જાય છે.

આ પ્રમાણે જીવાત્મા ઉત્તરોત્તર દેહને પડતાં મૂકી આગળ વધતો જાય છે. એમ કરતાં કરતાં જ્યારે **તે** માનસિક ભુવનના **અરૂપ પ્રદેશમાં** આવી પહોંચે છે, ત્યારે તે કાળની લય પમાડવાની સત્તા બહાર નીકળી જાય છે. **અહીં યમનો અમલ** તેનાપર ચાલતો બંધ **થાય છે, અને** તે કારણ શરીરમાં સ્થિત થાય છે; **અને યમરાજાની ત્યાં સત્તા નહિ હોવાથી તે શરીરમાં પોતાનો સર્વ અનુભવ એકઠો કરે છે.**

આ શરીરનું નામ કારણશરીર આપેલું છે; કારણ કે, ભવિષ્યમાં થનાર જન્મોમાં જે કાંઇ બનવાનું છે, તેનાં કારણ રૂપ બીજ તેમાં રહેલાં હોય છે.

પૂર્વના જન્મો સ્મરણમાં રહે તે સારૂ આ ઉપરથી સિદ્ધ થાય છે કે જીવાત્માએ માનસિક ભુવનની ઉચ્ચ ભૂમિકામાં કારણશરીરમાં **ભાનસહિત** કામ કરવું જોઇએ.

મનુષ્યોને પોતાના પૂર્વભવો સ્મરણમાં રહેતા નથી, તેનું કારણ એજ છે કે, આ કારણશરીરમાં ભાન સહિત કામ કરતાં તેઓ શિખ્યા નથી. જે ખરો જીવાત્મા—જે "હું" કહેવાય છે, અને જે સર્વ જીંદગીઓનું તત્ત્વ છે, અને જેમાંથી સર્વ ઉદ્ભવે છે, તેનું ત્યાં અસ્તિત્વ છે. પણ ત્યાં ભાન સહિત કામ કરતો નથી. તેને હજુ પોતાના સ્વરૂપનું ભાન નથી, એટલે ક્રિયા કરે છે ખરો પણ તેની પોતાને કાંઈ ખબર હોતી નથી, અને જ્યાં સુધી તેને આ શરીરમાં પૂર્ણ ભાન ન હોય ત્યાં સુધી પૂર્વ જન્માન્તરનું સ્મરણ એક ભૂમિકામાંથી બીજી ભૂમિકામાં અથવા એક જન્મમાંથી બીજા જન્મમાં જઇ શકે નહિ.

મનુષ્ય જેમ જેમ આગળ વધતો જાય છે, તેમ તેમ તેને પૂર્વભવનું છુટુંછવાયું સ્મરણ તેજના ઝબકારાની માફક થઇ આવે છે; પણ **યથાર્થ સંકલનાપૂર્વક** સ્મરણ થવા માટે તો તે પ્રકાશ એકસરખો ટકી રહેવો જોઇએ.

શું આ ઝબકારા **વારંવાર** થાય એવો કોઇ માર્ગ છે? ઉચ્ચ ભૂમિકામાં કામ કરતા થઇએ ત્યાં સુધી રાહ જોયા સિવાય આ કામમાં ઉતાવળ થઇ શકે એવો કોઈ સંભવ છે ?

આ પ્રશ્નનો જવાબ એજ આપી શકાય કે જો મનુષ્યમાં ધૈર્ય હોય તો ભલે તે કામનો આરંભ કરે. તેવા મનુષ્યે પરમાત્મ તત્ત્વમાં રમણતા કરવી જોઇએ, અને જેમ બને તેમ સામાન્ય વ્યવહારમાં

જે નજીવી અને ક્ષણભંગુર બાબતો બને તે પર વિશેષ લક્ષ નહિ આપતાં પોતાના વિચાર અને શક્તિઓને અંતર્મુખ વાળવી જોઇએ.

આ ઉપરથી કહેવાનો ભાવાર્થ એમ નથી કે તેણે તે કલ્પના-ઓમાંજ રમ્યાં કરવું અને વિચારશૂન્ય થઈ ભટક્યા કરવું, અથવા તો કુંટુંબ કે જનમંડળ પ્રત્યે તદ્દન બેદરકાર થઈ જવું. તેણે તો ઉલટું પોતાનાં કર્તવ્યો જગત્ પ્રતિ બજાવવાં જોઇએ, અને તે પણ **વધારે સારી રીતે** બજાવવાં જોઇએ; કારણ કે તે પોતાના આત્માની મહત્વતા સમજે છે. સાધારણ મનુષ્યોની માફક કઢંગી રીતે તેનાથી કોઈ પણ કામ થવું જોઇએ નહિ; કારણ કે તેને મન ધર્મ (કર્તવ્ય) તે ધર્મ જ છે; અને જ્યાંસુધી આ દુનિયામાં કોઇ પણ પ્રત્યે તેને કર્તવ્ય બજાવવાનું હોય એવી વ્યક્તિ હોય, ત્યાં સુધી તે દેવાદાર છે, અને તે દેવું તેણે પાઇએ પાઇ ચૂકવી આપવું જોઇએ.

પોતાનાથી બનતું લક્ષ આપી દરેક કર્તવ્ય તેણે બજાવવું જોઇએ. પરંતુ આ વસ્તુઓમાં તેને રસ પડતો નથી, તેમ તે તેના કાર્યના ફળની ઈચ્છા પણ રાખતો નથી. પોતાનું કર્તવ્ય બજાવી ચૂક્યો એટલે તરતજ તેનું લક્ષ **નિત્યતત્ત્વ** તરફ દોરાવું જોઇએ, અને ઉન્નતિ પામતી શક્તિઓ વડે ઉચ્ચ ભૂમિકા તરફ વિચરવું જોઇએ. અને ત્યાં સ્થિર થઇ આ જગતની અસારતાનો ખ્યાલ લાવવો જોઇએ. દૃઢતાથી આ પ્રમાણે પ્રયત્ન કરવાથી, ઉચ્ચ તથા તત્ત્વજ્ઞાનના વિચા-રોનું ચિંતન કરવાથી, ભિન્ન ભિન્ન શરીરોની જાગ્રત્ અવસ્થા વચ્ચેનો સંબંધ બાંધનારા અંકોડા જાગ્રત્ થાય છે અને તેને લીધે ઉચ્ચ ભુવનોમાંથી ચૈતન્યનું જ્ઞાન છેક નીચલી ભૂમિકા સુધી ઉતરી આવે છે.

જીવનમુક્ત મહાત્મા પોતાના બળનો લાભ પોતાના નાના બાંધવોને આપી શકે તેને વાસ્તે એકજ શરત છે. જૂદી જૂદી વ્યક્તિઓમાં રહેલા મનુષ્યના ચૈતન્યે દિવ્ય ચૈતન્ય ગ્રહણ કરવાને,

અને દિવ્ય ચૈતન્યનો જીવનપ્રવાહ અંગીકાર કરવાને, અને ખુશીથી આપેલી મદદ સ્વીકારવાને **તત્પરતા** બતાવવી જોઇએ.

મનુષ્યમાં રહેલો આત્મા જે પોતેજ ઇશ્વર રૂપે છે, તે આત્મા તરફ ઇશ્વર એટલા બધા ભક્તિભાવથી જુએ છે કે, જ્યાં સુધી મનુષ્યનો આત્મા જીવન અને બળનો પ્રવાહ ગ્રહણ કરવાની ઇચ્છા ન બતાવે ત્યાં સુધી તેમાં તે રેડવામાં આવતો નથી.

નીચેથી દ્વાર **ખુલ્લાં મૂકવાં** જોઇએ, અને ઉપરથી **પ્રવાહ વહેવો** જોઇએ; નીચેનાની ઇચ્છા **ગ્રહણ કરવાની** અને ઉપરનાની **આપવાની** જોઇએ.

આ મહાત્મા અને મનુષ્ય વચ્ચેની સાંકળ છે, જેને કેટલાક પંથવાળા "ઇશ્વરી કૃપાનો પ્રવાહ" એ નામથી ઓળખે છે. **કૃપા ફલદાયી થાય તે માટે જે શ્રદ્ધાની જરૂર છે, તે શ્રદ્ધા પણ આનુંજ બીજું નામ છે.**

ગાર્ડીઓનો બ્રુનોએ એક વખત આ વિચારને નીચેના શબ્દોમાં જણાવ્યો હતો. તેણે કહ્યું હતું કે, "આત્માને બારીઓ છે, અને આત્મા એ બારીઓને સજ્જડ બંધ કરી શકે. બહાર સૂર્યનો પ્રકાશ ચળકી રહેલો છે. તે પ્રકાશ સ્થિર છે. ફક્ત બારીઓ ઉઘાડો અને પ્રકાશ સ્વયમેવ અંદર ઘુસશે. દરેક જીવાત્માની બારીઓ સાથે પ્રકાશ અથડાય છે, અને જ્યારે બારીઓ ઉઘાડવામાં આવે છે ત્યારે આત્મા પ્રકાશમય બને છે."

ઇશ્વરમાં કાંઇ ફેરફાર થતો નથી, પણ મનુષ્યમાં ફેરફાર થાય છે; અને કોઇ પણ મનુષ્યની ઇચ્છા વિરૂદ્ધ કામ કરાવી શકાય નહિ; કારણ કે તેમ કરવાથી તેની અંદર રહેલા દિવ્ય પ્રવાહની ઉન્નતિ અટકી જાય છે.

દરેક મનુષ્ય આ પ્રમાણે ઇશ્વરનો પ્રકટપુત્ર અથવા જગદુદ્ધારક

થઇ શકે. દરેક પુત્રમાં ઈશ્વર વ્યક્ત થયો છે. આ ઐક્ય સઘળી મનુષ્ય જાતિને મદદ કરે છે, અને આ દિવ્ય શક્તિથી સઘળી વસ્તુઓ નવી બનતી હોય એમ લાગે છે. આ દિવ્ય પ્રવાહને મનુષ્યજીવનમાં વ્યક્ત કરવાને ફક્ત એકજ બાબતની જરૂર છે, અને તે એ છે કે આત્માએ પોતાની બારીઓ ખુલ્લી મૂકવી જોઇએ, અને ઈશ્વરને પોતામાં પ્રકાશવા દેવો જોઇએ.

તે વિશ્વવ્યાપી ઈશ્વિર પણ પોતાના ભાઇની ઇચ્છા વિરૂદ્ધ પોતાનો રસ્તો કરી શકે નહિ. મનુષ્યની ઇચ્છા, ઈશ્વિર તેમજ મનુષ્યના સામી થઈ શકે; અને ઉત્ક્રાંતિક્રમના નિયમ પ્રમાણે તે મનુષ્યની ઇચ્છાએ દિવ્ય કાર્ય સાથે ખુશીથી જોડાવું જોઇએ, પણ અનિચ્છાએ તાબે થઈ જવું નહિ. જો ઇચ્છા હૃદયનાં દ્વાર ઉઘાડી નાખશે તો આત્મામાં જીવનપ્રવાહ દાખલ થવા માંડશે. પણ જ્યાં દ્વાર બંધ હોય છે, ત્યાં પણ જીવનપ્રવાહ પોતાની અવર્ણનીય સુગંધ તે દ્વારમાં થઇને ફેલાવવા પ્રયત્ન કરે છે, કે જે સુગંધનો પરિમલ, જ્યાં બળ ન ચાલી શકે ત્યાં પણ, અસર કરી શકે. આનું નામ જ ક્રાઇસ્ટની સ્થિતિ છે.

પણ **મર્ત્ય** લેખિની **અમરતાને** શી રીતે આલેખી શકે? અથવા મર્ત્યના શબ્દો, જે વાણીથી પેલીપાર છે તેનું શી રીતે વર્ણન કરી શકે? જે **પુત્ર** દિવ્યપિતા સાથે ઐક્ય પામ્યો છે, અને જે બીજા માનવ બાંધવોને પોતાની સાથે લેઇ જાય છે, તે પુત્રનું રહસ્ય જીભ કદાપિ વર્ણવી શકે નહિ અને અદીક્ષિત મનવાળો પુરૂષ કદાપિ તે ગ્રહણ કરી શકે નહિ.

જેઓ ભવિષ્યમાં આવા ઉચ્ચ જીવન પ્રમાણે ચાલવાને તૈયારી કરતા હોય, તેમણે દુનિયાના સામાન્ય જીવનવ્યવહારમાં પણ આત્મ-ભોગનો પાઠ શિખવાને પ્રયત્ન કરવો જોઇએ; અને પોતામાં ઉંચે ચઢવાની શક્તિ છે એ બાબતમાં કદાપિ તેઓએ શંકા લાવવી જોઇએ

નહિ; કારણુ કે તેમ કરવું તે અંદર બેઠેલા આત્મા વિષેજ શંકા લાવવા રૂપ છે. "તમારામાં શ્રદ્ધા રાખો" આ શિક્ષણુ મનુષ્યના જીવનનો ઉંચો ખ્યાલ બાંધવાથી ઉદ્ભવેલું છે; કારણુકે આ શ્રદ્ધા તે અંદરના આત્માની જ શ્રદ્ધા છે.

એવો એક માર્ગ છે કે જે માર્ગે ચાલવાથી ક્રાઇસ્ટના જીવનની છાયા મનુષ્યની સામાન્ય જીંદગીપર પણુ પડે; અને તે માર્ગ એમ જણાવે છે કે, દરેક કામને આત્મભોગ રૂપ માનો અને તે કામ કરનારને શું ફળ મળશે એ તરફ લક્ષ ન આપતાં બીજાઓને તેથી શો લાભ થશે તેપર ખાસ લક્ષ આપો; નાનીનાની ફરજો, નાનાંનાનાં કાર્યો અને સંકુચિત સ્વાર્થી પ્રસંગોની બનેલી સામાન્ય જીંદગીમાં જીવનનો આશય ફેરવો; આ રીતે સર્વ બદલી નાખો.

આ કામને વાસ્તે તમારા જીવનમાં **બાહ્ય રીતે** કાંઇપણુ ફેરફાર કરવાની જરૂર નથી. ગમે તેવી જીંદગીમાં આત્મભોગ આપી શકાય, ગમે તેવા સંજોગોમાં પ્રભુની સેવા કરી શકાય. માણુસ શું કરે છે તે નહિ પણુ **કેવી રીતે** તે કરે છે તે પરથી તેની આધ્યાત્મિક-દશાનો લોકોને ખ્યાલ આવી શકે.

ઉન્નતિનો આધાર સંજોગોપર નહિ, પણુ સંજોગો તરફ રખાતી વૃત્તિપર છે.

## આગળનાં પગથિયાઓમાં ઉચ્ચ શરીરો કેવી રીતે ખીલવવામાં આવે છે?

સ્થૂલ શરીર નિરંતર ચંચળ સ્થિતિમાંજ હોય છે. તેના સૂક્ષ્મ પરમાણુઓમાં નિરંતર ફેરફાર થયાંજ કરે છે, તેથી તે બંધાતું જ જાય છે; અને જે ખોરાક આપણે ખાઇએ છીએ તે ખોરાકનું, જે પ્રવાહી આપણે પીએ છીએ તે પ્રવાહીનું, જે હવાનો આપણે શ્વાસ લેઇએ છીએ તે હવાનું, અને આસપાસના મનુષ્યો તથા વસ્તુઓ-

માંથી ખેંચેલા પરમાણુઓનું આપણું સ્થૂલ શરીર બનેલું છે; તો પછી તેના બંધારણમાં જોઇતા પરમાણુઓની પસંદગી સારી રીતે કરીને આપણે તેને શુદ્ધ બનાવી શકીએ, અને આ પ્રમાણે તેને વિશેષ ને વિશેષ શુદ્ધ સાધન બનાવી શકીએ, કે જે દ્વારા આપણે સારી રીતે કામ કરી શકીએ.

આ કારણથી જેઓ રહસ્ય વિદ્યા મેળવવાને ઉત્સુક હતા, તેમને ખોરાક, સ્નાન વગેરે સંબંધી નિયમો પાળવા પડતા હતા અને કેવા પુરૂષોની સાથે તેઓ સંબંધમાં આવે છે, અને કયે સ્થળે તેઓ જાય છે, તે બાબતમાં પણ બહુજ સાવચેત રહેવું પડતું હતું.

વાસનાશરીર પણ તેવીજ રીતે બદલાય છે. પણ તેને સારૂ જે પરમાણુઓની જરૂર છે તેનો આધાર, લાગણીઓ, વિકારો તથા ભાવનાઓથી ઉત્પન્ન થતી ઇચ્છાઓ પર રહેલો છે. જો આ ઇચ્છાઓ હલકા પ્રકારની હોય છે, તો વાસના શરીરમાં આવનારી પ્રકૃતિ પણ તેવા જ પ્રકારની હોય છે. પણ ઇચ્છાઓ જેમ જેમ શુદ્ધ થતી જાય છે તેમ તેમ વાસના શરીર વધારે સૂક્ષ્મ થતું જાય છે, અને ઉચ્ચ પ્રકારની ધ્રુજારીઓ ગ્રહણ કરવાને અનુકૂળ બનતું જાય છે.

જેમ જેમ મનુષ્ય પોતાના હલકા સ્વભાવપર કાબુ મેળવતો જાય છે, અને પોતાની લાગણીઓ, ઇચ્છાઓ અને ભાવનાઓમાં નિઃસ્વાર્થી બનતો જાય છે, અને આસપાસના મનુષ્યો તરફનો પ્રેમ ઓછો સ્વાર્થી અને ઓછો લાલચુ બનાવતો જાય છે, તેમ તેમ ચૈતન્ય પ્રકટ કરવાનું આ ઉચ્ચ શરીર શુદ્ધ અને શુદ્ધતર બનતું જાય છે.

આનું પરિણામ એ આવે છે કે, જ્યારે ઉંઘમાં સ્થૂલ શરીરમાંથી તે બ્હાર નીકળે છે, ત્યારે તેને વધારે ઉચ્ચ, વધારે શુદ્ધ અને વધારે બોધ આપનારા અનુભવો થવા માંડે છે; અને જ્યારે મરણ વખતે સ્થૂલ શરીરનો ત્યાગ કરે છે, ત્યારે વચલી સ્થિતિમાં ઝડપથી

તે પસાર થઇ જાય છે, તેનું વાસના શરીર ઝડપથી વિખરાઇ જાય છે, અને તેને આગળ વધવામાં અંતરાય રૂપ થતું નથી.

માનસિક શરીર પણ હાલ બંધાય છે, અને આપણા **વિચારોથી** રચાય છે. સ્વર્ગમાં આપણા ચૈતન્યનું તે સાધન થશે, પણ હાલ તે આપણી ભાવનાઓથી, આપણી કલ્પનાશક્તિથી, તર્કશક્તિથી અનુમાનથી, હુન્નરકળાઓથી, અને મનની સર્વ શક્તિઓથી બંધાય છે. જેવું શરીર મનુષ્ય બનાવે છે, તેવુંજ તેને પહેરવું પડે છે; અને જેવું માનસિક શરીર તેણે આ પૃથ્વી પર બાંધ્યું હશે, તે માનસિક શરીરની સ્થિતિ અનુસાર સ્વર્ગમાં તેને ટુંકો યા લાંબો વખત રહેવા સારૂ મળશે, અથવા તો ઓછા કે વિશેષ આનંદનો તે ભોક્તા થશે.

જેમ જેમ મનુષ્ય ઉન્નતિક્રમમાં આગળ વધે છે, તેમ તેમ આ શરીર મરણની પૂર્વે પણ સ્વતંત્ર રીતે જાગ્રત્ થાય છે; અને સંસારની ધમાલ વચ્ચે તેને સ્વર્ગીય સ્થિતિનો અનુભવ થવા માંડે છે. તે વખતે ' તે **સ્વર્ગીય પિતાનો પુત્ર** ' બને છે, અને સ્વર્ગીય બાબતો પર તે સત્તાપૂર્વક બોલી શકે છે. જ્યારે મનુષ્ય આ ' **સ્વર્ગીય પિતાના પુત્ર**' તરીકેનું **જીવન** ગાળવા માંડે છે, અને પવિત્રતાના માર્ગે આગળ વધે છે, ત્યારે તે પૃથ્વી પર વસવા **છતાં** પણ **સ્વર્ગમાં** જ વસે છે, અને સ્વર્ગીય શરીરનો **ભાનપૂર્વક** માલીક બને છે, અને તેનો ઉપયોગ પણ કરી શકે છે. અને સ્વર્ગ આપણાથી ઘણે દૂર નથી, પણ આપણી આસપાસ દરેક બાજુએ આવેલું છે, અને તેની ધ્રુજરીઓનો અનુભવ કરવાની આપણી શક્તિની ખામીને લીધેજ આપણે તેનો અનુભવ કરી શકતા નથી. પણ તેની ધ્રુજરીઓ ચારે પાસે આવેલી છે અને દરેક ક્ષણે આપણને અસર કર્યા કરે છે, માટે સ્વર્ગમાં હોવાને વાસ્તે જે જરૂરનું છે તે એટલું જ કે **આ ધ્રુજરીઓ ગ્રહણ કરવાને આપણે યોગ્ય થવું જોઇએ.**

જેમ માનસિક શરીર જાગ્રત્ થાય છે, વ્યવસ્થિત કરાય છે, અને તેની ઉન્નતિ થાય છે, તેમ આપણને તે ધ્રુજરીઓનો અનુભવ થતો જાય છે. આ માનસિક શરીર સ્વર્ગની પ્રકૃતિનું બનેલું હોવાથી સ્વર્ગીય ભુવનની પ્રકૃતિની ધ્રુજરીઓને તે ઝટ ગ્રહણ કરી શકે છે. આ ઉપરથી જ કહેવામાં આવ્યું છે કે '**સ્વર્ગીય પિતાનો પુત્ર**' નિરંતર સ્વર્ગમાં જ છે. પણ આપણે જાણીએ છીએ કે આ '**સ્વર્ગીય પિતાના પુત્ર**' નો ઇલકાબ ફક્ત **દીક્ષિત શિષ્યને** આપવામાં આવે છે; જ્યાં સુધી "પુત્ર" 'પૂર્ણતા પ્રાપ્ત કરવા' **મથતો** હોય ત્યાં સુધી તેને આ વિશેષણ આપવામાં આવે છે, પણ કીર્તિમંત અને પ્રબુદ્ધ ક્રાઇસ્ટને 'પુત્ર' કહેવામાં આવતો નથી.

ઉન્નતિક્રમના માર્ગમાં દીક્ષિત શિષ્ય થાય ત્યાં સુધીના માર્ગ તરફ લેઈ જનારા પગલામાં તેમજ તે માર્ગમાં આધ્યાત્મિક શરીરનો પ્રથમ ભાગ–કારણશરીર–ઘણી ત્વરાથી ખીલે છે, અને પછી મનુષ્ય મરણ બાદ "બીજા" સ્વર્ગમાં જાય છે.

પણ "બીજો જન્મ" અથવા મનુષ્યમાં જ્યારે ક્રાઇસ્ટનો જન્મ થાય છે ત્યારે "સ્વર્ગમાં" આનંદમય શરીર બંધાવા માંડે છે. આ જ શરીર જગત્ ઉપર સેવા કરવાના સમયમાં ખીલતું હોય છે, અને જેમ જેમ આ આનંદમય કોષ ખીલતો જાય છે, તેમ તેમ "ઇશ્વરના પુત્ર"નું ચૈતન્ય વધારે ને વધારે પ્રકટ થતું જાય છે, અને 'પિતા' સાથે થનારો યોગ વિકાસ પામતા આત્માને પ્રબુદ્ધ કરે છે.

'યોગ' એ એવો માર્ગ છે કે જે વડે મનુષ્ય પોતાની ઉન્નતિને જલદી સાધી શકે છે, પોતાના ચૈતન્યનો વિકાસ કરે છે, અને પરમાત્મા સાથે ઐક્ય અનુભવે છે.

ક્ષુદ્ર દેવોની સ્તુતિથી આરંભ કરી ચાર વર્ણ અને ચાર આશ્રમોના ધર્મો પાળતાં પાળતાં, છેવટના સાધ્યબિન્દુ તરફ વિશેષ લક્ષ્ય

રાખી જન્મમરણના ચક્રમાંથી આત્માને મુક્ત કરવાનો જે સીધો માર્ગ તેને 'યોગ' કહેવામાં આવે છે, અને તે ઉન્નતિક્રમનું છેવટનું પગથિયું છે. મુક્તિના ત્રણ માર્ગ છે, અને તે ત્રણે માર્ગને અનુકૂળ યોગ ક્રિયાઓ છે. કર્મ માર્ગને અન્તે **કર્મયોગ** છે, જ્ઞાન માર્ગને અન્તે **જ્ઞાનયોગ**, અને ભક્તિ માર્ગને અન્તે **ભક્તિયોગ** છે.

આ સઘળા માર્ગોમાં ઇન્દ્રિઓને કાબુમાં રાખવી અને મનને સંયમમાં રાખવું એ જરૂરનું છે; પણ આ કામ કરવાના **રસ્તા** દરેક યોગમાં જૂદા જૂદા હોય છે.

કર્મ માર્ગમાં દરરોજના જીવનવ્યવહારમાં અભ્યાસ પાડવાથી તે શિખે છે. ગૃહસ્થાશ્રમમાં તે ઇન્દ્રિઓને કાબુમાં રાખતાં શિખે છે, અને સ્વાર્થનો ભોગ આપતાં શિખે છે.

દરરોજના ધ્યાનથી, વ્યાપારમાં ઉદ્યોગ અને ચોકસાઇથી, અને દરરોજના જીવનવ્યવહારમાં તથા મનને સંક્ષોભ પમાડે તેવા પ્રસંગોમાં મનની સમતોલતા અને એકાગ્રતા રાખવાની તકોનો લાભ લેઇ તે મનપર સંયમ રાખતાં શિખે છે. જ્યારે આ પ્રમાણે ઘણા જન્મોમાં પ્રયત્ન કરે છે, ત્યારે કર્મમાર્ગ ગ્રહણ કરવાને તે તત્પર બને છે, પછી તે દરેક કામને **ફળની ઇચ્છા વિના, કર્તવ્ય રૂપે** કરતાં શિખે છે. આ સ્થિતિને 'કર્મફળ સંન્યાસ' કહે છે, અર્થાત્ કર્મનાં ફળનો ત્યાગ કહે છે.

તે દરેક કામને ઘણીજ સાવચેતીથી કરે છે, પણ તેમાંથી લેશ પણ ફળની આશા રાખતો નથી; તે સઘળાં ફળોનો ત્યાગ કરે છે.

છેવટે તે દરેક કામ ઇશ્વરાર્પણ કરે છે, અને તે જે કાંઇ કરે છે, તેનો હેતુ ઈશ્વરની ઇચ્છાને અનુસરવાનોજ હોય છે. આવી રીતે વર્તવાથી જગતમાં વસવા છતાં તે બંધન રહિત હોય છે, અને ખરેખર બંધનરહિત 'પરિવ્રાજક' બને છે.

અંતે તે પોતાની એકાંત 'કુટી' બાંધે છે, અને ધ્યાનને વાસ્તે એકાંત સેવે છે. ત્યાં તે આત્માનો અનુભવ કરે છે અને આત્માનું બીજા આત્માઓ સાથેનું ઐક્ય અનુભવે છે. અને તે "હંસ" કહેવાય છે. ને અહંકારની પેલીમેર જાય છે, અને પરમહંસ બને છે. કર્મફળના ત્યાગથી અને તે ઈશ્વરને અર્પણ કરવાથી હુંપણાની બુદ્ધિ–અહંકાર નાશ પામે છે, અને તેના નાશની સાથે આંખપરનાં પડલ દૂર ખસી જાય છે, અને તેનામાં જ્ઞાન અને ભક્તિ વ્યાપી રહે છે; કારણ કે ત્રણે માર્ગનો અંત તો એકજ છે.

જ્ઞાનમાર્ગને માટે મનુષ્ય પોતાની બુદ્ધિને અનેક જન્મોમાં પ્રયોગ દ્વારા કેળવે છે, અને આ રીતે બુદ્ધિને કેળવતાં કેળવતાં એવી સ્થિતિ આવી પહોંચે છે કે જ્યારે તે ફક્ત બાહ્ય જ્ઞાનથી કંટાળી જાય છે, અને જે પરમ સત્યનું બાહ્ય જ્ઞાન એ ઝાંખુ કિરણ છે, તે પરમ સત્ય શોધવા તે મથે છે. આવી સ્થિતિએ આવી પહોંચતાં તેણે **'વિવેક'** ગુણ ખીલવવો જોઇએ, અર્થાત્ નિત્ય અને અનિત્ય વચ્ચેનો ભેદ પારખવો જોઇએ; તેમ જે અનિત્ય હોય તે પરથી પોતાની પ્રીતિ ઉઠાડવી જોઇએ, એટલે **'વૈરાગ્ય'** પ્રાપ્ત કરવો જોઇએ. વળી તેણે **શમાદિ ષટ્ સદ્‌ગુણો** મેળવવા જોઇએ: (૧) **શમ** એટલે મનને વશ કરવું. (૨) **દમ એટલે** શરીરને કાબુમાં રાખવું. (૩) **ઉપરતિ** એટલે વિશાળ મન રાખી પરમતસહિષ્ણુતા દાખવવી, (૪) **તિતીક્ષા** એટલે સર્વ સહન કરવું. (૫) **શ્રદ્ધા** એટલે પોતાના આત્મામાં અને પોતાના ગુરૂમાં સંપૂર્ણ વિશ્વાસ (૬) **સમાધાન** એટલે મનની સમતોલવૃત્તિ; આ સદ્‌ગુણો ખીલવવા જોઇએ. તેની સાથે તેનામાં **'મુમુક્ષા'** એટલે આ ક્ષણભંગુર વસ્તુઓથી છૂટવાની **તીવ્ર લાગણી** હોવી જોઇએ.

આ ગુણો–આ સાધન ચતુષ્ટય–જેનામાં હોય છે તે **અધિકારી** બને છે અને યોગમાર્ગમાં **દીક્ષિત થવાને લાયક** બને છે.

પછી તે જ્ઞાન યોગને અનુસરે છે, અને અનિત્ય વસ્તુઓની અસારતા સમજી તે પારિવ્રાજક બને છે, બંધનરહિત—અનગાર ( ગૃહ વિનાનો ) બને છે. એમ કરતાં કરતાં તેની દૃષ્ટિ વિશેષ ખીલતી જાય છે, તે નિત્યતત્ત્વનો અનુભવ કરે છે, અને તેના જ આશ્રયે તે રહે છે. તે સ્થિર આશ્રય સ્થાનમાં રહેવાથી તે કુટીમાં રહેનાર 'કુટીચક' કહેવાય છે. અહીં તેને આત્મસાક્ષાત્કાર થાય છે, અને બીજાઓમાં પણ તે જ આત્માને અનુભવે છે. આ 'હંસ'ની સ્થિતિ તે પ્રાપ્ત કરે છે; તેથી પણ આગળ વધતાં જેમ જેમ તેની આત્મિક દૃષ્ટિ ખુલતી જાય છે, અને ચૈતન્યનો વિકાસ થતો જાય છે, તેમ તેમ તે 'પરમહંસ' બને છે. હુંપણું ચાલ્યું જાય છે, અને 'તે હું છું' અથવા '**सोऽहं**'નો અનુભવ કરે છે.

જે મનુષ્યો ઇશ્વરની કોઇ આકાર મૂર્તિ વિષે પ્રેમવાળા હોય છે, તેમને માટે ભક્તિમાર્ગ વધારે અનુકૂળ છે. પ્રથમ તો દૃઢ ભક્તિ, ગાઢ પ્રેમ અને પૂજ્યભાવ તેમણે ધારણ કરવાં જોઇએ. જેની તે પૂજા કરે છે તેના ગુણો ભક્તના આત્મામાં ધીમે ધીમે ઉત્પન્ન થવા લાગે છે, અને એથી તે પૂજે છે તેના જેવો તે થવા લાગે છે. જે અસંગીપણું કર્મમાર્ગી ત્યાગવડે અને જ્ઞાનમાર્ગી વિવેકદ્વારા સાધી શકે છે, તેજ અસંગપણાની સ્થિતિ, ભક્તજન ( સઘળી હલકી વસ્તુઓ ઉપરનો રાગ, ઇશ્વર ઉપર પ્રેમ રાખવાથી, તજીને ) મેળવે છે. ઇશ્વર પ્રતિના પ્રેમથી-ભક્તિથી સઘળી હલકી વાસનાઓપર તે જય મેળવે છે, અને તેઓને પ્રકટ થવાનું સાધન નહિ મળવાથી અંતે તે વાસનાઓ નાશ પામી જાય છે.

ભક્તિનો પૂર્ણ રસ જેણે ચાખ્યો હોય છે, તેઓ આત્મભોગ આપવાને નિરંતર તૈયાર રહે છે. ચારે ભૂમિકાઓ તેઓ પ્રેમથી પસાર કરે છે, અને તે પ્રેમ વધતાં વધતાં એટલો બધો વધી જાય છે અને

ભક્તિરસ એટલો વ્યાપી જાય છે કે પૂજ્ય અને પૂજક-ભક્ત અને ભગવાન્ એક બની જાય છે. ખરેખર જોતાં તો આ ત્રણે માર્ગ એક બીજા સાથે મળી જાય છે, અને ઉચ્ચ સ્થિતિમાં તો એકબીજાને ઓળખવાનું કામ પણ મુશ્કેલ થઈ પડે છે. કારણ કે કર્મયોગી ભક્તિથી પૂર્ણ છે, અને પોતાના આત્મભોગથી અહંકારનો નાશ કરે છે, અને જ્ઞાનમાં પરિપૂર્ણ બને છે. તેમજ જ્ઞાની અને ભક્ત પણ એકબીજાના ગુણો ગ્રહણ કરે છે. ભક્તના હૃદયમાં સ્વાભાવિક રીતે જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને જ્ઞાનીના હૃદયમાં જ્ઞાનની પરિસીમારૂપ ભક્તિ ઉત્પન્ન થયા વિના રહેતી નથી.

આ ત્રણે માર્ગના છેવટના પગથિયામાં ગુરૂની જરૂર પડતાંજ ગુરૂ પ્રકટ થાય છે અને તે આત્માને પોતાની દેખરેખમાં લે છે, તે વખતથી તે જીવ શિષ્ય અથવા ચેલો થઇ રહે છે. જેઓ આવી રીતે અધિકારી થયા નથી, તૈયાર થયા નથી, છતાં ગુરૂનાં દર્શન કરવાને અધિરાઇથી બુમો પાડે છે, તેમને ગુરૂ મળી શકતા નથી; કારણ કે ગુરૂ પાસે હોય તોપણ તેમના તરફ તે લક્ષ આપશે નહિ.

ગુરૂ શિષ્યને આગળ દોરે છે, અને જ્યાં જ્યાં જરૂર પડે છે ત્યાં ત્યાં યોગ્ય સહાય આપે છે; અને તેની શક્તિઓ-તેનામાં રહેલી દિવ્યતા ખીલવવામાં તેને સહાય કરે છે, અને જ્યાં સુધી તે વિજય પામે ત્યાં સુધી ઉન્નતિમાં તેને આગળ દોર્યા કરે છે.

અંતે શિષ્ય પોતે મુક્ત થાય છે; અને પોતાના કરતાં પાછળ પડેલા જીવોને મદદ કરવાને તત્પર અને લાયક બને છે. હવે તે જીવન-મુક્ત બને છે, અને પોતાના સ્થૂલ શરીરમાં રહે છે, અને આધ્યાત્મિક અને ભૌતિક મનુષ્યજાતિને જોડનારી સાંકળરૂપ બને છે; અને તેની દ્વારા દિવ્ય પ્રેમ અને બળ મનુષ્યો તરફ વહે છે.

અથવા તો, તે વિદેહમુક્ત (મુક્ત પણ શરીર વગરના) થાય

છે, અને અદૃશ્ય ભુવનોમાં વસે છે; છતાં હજુ તે એકતત્ત્વ (ઈશ્વ-ર )નાજ સેવક છે, હજુ પણ ઈશ્વરી ઇચ્છાને જ અનુસરે છે, અને મનુષ્યોને આધ્યાત્મિક જીવન આપવાની પ્રણાલિકા રૂપ થાય છે.

આ મહાન્ આત્માઓ હાલની તથા હવે પછીની મનુષ્ય જાતિની સેવા બજાવીને પોતાના ગુરૂની ગુરૂદક્ષિણાનું દેવું વાળી આપે છે; અને તેઓ પાછા બીજા મનુષ્યના ગુરૂઓ થઈ શિષ્ય ગ્રહણ કરે છે, અને આ પ્રમાણે ગુરૂપરંપરા બની રહે છે.

આ પ્રમાણે એક પછી એક વિશ્વની વ્યવસ્થા થયાજ કરે છે અને એ સર્વ ઉત્તરોત્તર ઉત્તમ ઉત્તમ થતાં જાય છે, તે એટલે સુધી કે તેમની કેવી સ્થિતિ થઇ શકશે તેનો વિચાર કરવાને મનુષ્યની સામાન્ય બુદ્ધિ તદ્દન અસમર્થ નીવડે છે.

જ્યારે હજારો જીંદગીઓને અંતે મનુષ્ય અમુક હદે પહોંચે છે, જ્યારે હજારો જીંદગીઓના અંતે જેને માર્ગ કહેવામાં આવે છે, તેના દ્વાર આગળ તે આવી પહોંચે છે, તે વખતે તેને સહાય આપ-વાને, મુમુક્ષુના માર્ગે તેને દોરવાને, આ આત્મા અને તેના કોષોનું જ્ઞાન આપવાને માટે ગુરૂ આગળ આવે છે; અને પછી તે માર્ગે, તેને દોરવનાર ગુરૂ સાથે છેવટના પાઠ શિખતો તે થોડી જીંદગીઓ પસાર કરે છે, અને તે પાઠો શિખે છે, અને જો કે તે કોષોમાં હોય છે, છતાં કાંઇક વિચિત્ર રીતે તેનાથી તે જુદો હોય છે. અને છેવટે એવો સમય આવી પહોંચે છે કે જ્યારે સર્વ ઇચ્છાઓથી રાહત થયેલો તે આત્મા જો કે કોષોમાં રહેલો હોય છે છતાં એવી સ્થિતિમાં હોય છે કે જ્યાંથી તે સ્વતંત્રતામાં આગળ વધે અથવા તો જગતને મદદ કરવાને પાછો ફરે.

આવા આત્માને થીઓસોફીસ્ટો મહાત્મા કહે છે, આવા આત્માને હિંદુઓ જીવનમુક્ત કહે છે, બૌદ્ધો અને જૈનો અર્હત્ કહે છે. તે પરમ જીવનમુક્ત જ્યાં સુધી તેના ભાઇઓ—બીજા આત્માઓ

બંધનમાં પડયા છે, ત્યાં સુધી ખુશીથી કોષોમાં રહે છે; અને મહાન્ આત્મભોગ આપીને મનુષ્યજાતિની સેવામાં પોતાની જાતને સમર્પે છે, અને જ્યાં સુધી બધા મુક્ત ન થાય અને જ્યાં સુધી બધા આત્માઓ તેમની સાથે નિર્વાણમાં ન જાય ત્યાં સુધી પોતે આ પ્રકારે શારીરિક ઉપાધિમાં પડયા રહે છે.

જ્યારે એક મન્વંતર પૂરું થાય છે, ત્યારે તે મન્વંતરના ઉન્નતિ ક્રમના પરિણામરૂપે લાખો જીવો ઉંચી સ્થિતિએ પહોંચ્યા હશે, અને તેમને મોખરે તે મહાન્ આત્માઓ ઉભા રહેશે, કે જેઓએ તેમને આગળ દોર્યા છે, શાન્તિના માર્ગમાં-નિર્વાણ કે જેના સંબંધમાં કાંઇ પણ ન કહી શકાય તે પરમશાન્તિમાં-આરામ અને સંપૂર્ણ જ્ઞાનની સ્થિતિમાં લાવી મૂક્યા છે. આ સ્થિતિ આખી મનુષ્યજાતિને માટે ભવિષ્યમાં નિર્મિત છે. બીજી બાજુએ, જેઓએ વિજય મેળવ્યો છે તેઓ નવું વિશ્વ રચવામાં-નવી પ્રજા ઉત્પન્ન કરવામાં પોતાની સ્મરણશક્તિ, પોતાનું આત્મબળ અને પોતાના જ્ઞાનનો ઉપયોગ કરે છે.

આ પ્રમાણે ગયા મન્વન્તરના **મહાત્માઓ** નવા વિશ્વના સ્રષ્ટા-**ઈશ્વરો** તરીકે પ્રકટ થાય છે. જેઓ **વ્યક્તિ**ની ઉન્નતિજ નહિ પણ **સર્વ**ની ઉન્નતિ ચહાય છે, સ્વાર્થ નહિ પણ પ્રેમને પસંદ કરે છે, અને **લાભ** કરતાં **સેવા** તરફ વધારે પ્રીતિ રાખે છે, તે સર્વને વાસ્તે ઉપર જણાવેલી શક્યતા છે. તેનો પ્રારંભ આપણે આજેજ કરવો જોઇએ. આપણા સામાન્ય જીવનવ્યવહારમાં-આપણી સ્ત્રી, આપણાં બાળકો, આપણી પ્રજા અને મનુષ્યજાતિ પ્રતિનાં આપણાં કર્તવ્યમાં તે કામ કરવું જોઇએ. જ્યાં સુધી નાની ફરજો બજાવવામાં આવી નથી ત્યાં સુધી મહાત્મા કદાપિ બની શકાય નહિ; અને અંતે જે મહાત્મા બને છે તે **શરૂઆતમાં** ઘરમાં આત્મભોગ આપનાર ગૃહસ્થ હોય છે.

**સમાપ્ત.**

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૫ | આગઇ | આગળ |
| ૨ | ૧૩ | ધર્મે | ધર્મો |
| ૧૭ | ૬ | પૂર્ણ | પૂર્ણતા |
| ૨૧ | ૧૮ | હોય | હોઇ |
| ૨ | ૯ | નિર્વાણ | નિર્વાણનો |
| ૪૩ | ૧૯ | બોલતો | બોલતી |
| ,, | ૨૦ | કહેતો | કહેતી |
| ૪૪ | ૫ | આત્મમંડળનો | આત્મમંડળની |
| ,, | ૧૦ | ધરતો | ધરતી |
| ૭૯ | ૪ | શરીર સહિત | શરીર રહિત |
| ૯૮ | ૬ | ઇન્યિોના | ઇન્દ્રિયોના. |



# આ પુસ્તકના લેખકે રચેલાં બીજાં પુસ્તકો.

**ગુરૂદર્શન**—[બીજી આવૃત્તિ, કીમત બોર્ડ રૂ. ૦-૬-૦. પાકું પુઠું છીંટનું રૂ. ૦-૮-૦] તત્ત્વવિદ્યાને આધારે આર્યધર્મમાં માન્ય ગણાતા ઉત્તમ નીતિના સિદ્ધાંતોને પ્રતિપાદન કરનાર આ પુસ્તક ગાયકવાડી કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યું છે, તથા સરકારી કેળવણી ખાતાએ પણ પ્રાયમરી સ્કુલોમાં લાયબ્રેરી માટે મંજુર કર્યું છે. સુરત મ્યુનિસીપાલ સ્કુલોમાં એક નૈતિક પુસ્તક તરીકે શિખવવામાં આવે છે. તેમાં **દાન, શીળ, વૈરાગ્ય, ક્ષમા, વીર્ય, ધ્યાન અને જ્ઞાન** એ સાત સદ્‌ગુણો ઉપર ઉત્તમ રીતે વિવેચન કરવામાં આવ્યું છે.

**જ્ઞાનદીપક**—જ્ઞાનનું માહાત્મ્ય દર્શાવનારો ઉત્તમ ઇનામી નિબંધ; જેમાં જ્ઞાનપ્રાપ્તિનાં બાહ્ય સાધનો જેવાં કે, પુસ્તકો, દેશાટન, સત્સંગ; ગુરૂ, તથા અંતરંગ સાધનો જેવાં કે વિવેક, વૈરાગ્ય, શમ, દમ, સમભાવ, શ્રદ્ધા, સમાધાન વગેરેના જુદા જુદા વિભાગો પાડી બહુજ અસરકારક રીતે વિવેચન કરવામાં આવ્યું છે. કેવી રીતે વાંચવું? તે તથા ધાર્મિક કેળવણીની શી આવશ્યકતા છે? એ બે પ્રશ્નોનો બહુજ સારો પ્રત્યુત્તર આ નાનકડા નિબંધમાં છે. તે વિદ્યાર્થીઓમાં ખાસ વ્હેંચવા લાયક છે. કિંમત ૦-૩-૦.

**આત્મપ્રદીપ**—જૈનમુનિ શ્રી બુદ્ધિસાગરજીએ રચેલ આ ગ્રંથ ઉપર શુદ્ધ સરલ ભાષામાં વિસ્તાર સહિત વિવેચન કરવામાં આવેલું છે. તેમાં જૈન દૃષ્ટિએ આત્માનું સ્વરૂપ કેવું છે? પુનર્જન્મની આવશ્યકતા શી છે? આત્મા કેવી રીતે કર્મથી મુક્ત થઇ શકે? તથા આત્માના અમરત્વના શા પુરાવા છે? વગેરે પ્રશ્નોનો ખુલાસો

આપવામાં આવેલો છે: સુપર રૉયલ સોલપેજી પૃષ્ટ ૩૦૦ નું આવું દલદાર પુસ્તક છતાં તેની કીંમત માત્ર રૂ. ૦–૮–૦.

**શ્રી બુદ્ધચરિત્ર**—વિશ્વવત્સલ દયામૂર્તિ શ્રી બુદ્ધ મહાત્માનું જીવન ચરિત્ર તેમના સિદ્ધાંતો તથા શિક્ષણો સાથે આ ગ્રન્થમાં આપવામાં આવ્યું છે. દુનિયાની વસ્તીનો ૩/૫ ભાગ પ્રાતઃકાળમાં ઉઠીને જે મહાત્માના નામનું સ્મરણ કરે છે, તેમનું 'દયા' અને 'આત્મસંયમ'નો ઉમદા પાઠ શિખવનાર જીવનચરિત્ર અતિ રસિક અને બોધપ્રદ શૈલિએ રચવામાં આવ્યું છે. પૂર્વના તેમજ પશ્ચિમના અનેક વિદ્વાનોના ગ્રન્થોને આધારે બહુજ કાળજીપૂર્વક લખવામાં આવ્યું છે. કિં. ૦–૮–૦.

**સુબોધ ચંદ્ર**—આ ગ્રન્થ વાર્તાના રૂપમાં લખવામાં આવ્યો છે, અને વાર્તાની રસિક શૈલિમાં સત્યની શોધ, મરણ પછીની સ્થિતિ, વિચાર શક્તિ, પૂર્વભવોનું સ્મરણ, પ્રેમ અને ત્યાગ, પ્રેમની કસોટી તથા ગુપ્ત મહાત્મા મંડળ વગેરે ઉમદા સિદ્ધાંતો ચર્ચવામાં આવ્યા છે. ગુપ્ત જ્ઞાનના જીજ્ઞાસુઓને આ ગ્રન્થ એક દીપક સમાન છે. નૉવેલોના રસિકો માત્ર નૉવેલ પણ વાંચી શકે તેમ છે. ગુપ્ત વિદ્યાના અભ્યાસકો અનેક ગુપ્ત સત્યો પ્રકટ થયેલાં જોઇ શકશે. કીંમત રૂ. ૦–૮–૦.

| | | | |
|---|---|---|---|
| ધર્મ બિન્દુ. | ૨–૦–૦ | યોગમાર્ગનો ભોમીઓ | ૦–૧–૦ |
| દયાનો ઝરો. | ૦–૪–૦ | સ્ત્રી કેળવણી | ૦–૨–૦ |
| બુદ્ધોપદેશ. | ૦–૫–૦ | અર્હંન્નીતિ | ૧–૮–૦ |
| મહાન્ ગુરૂનો પ્રસાદ. | ૦–૨–૦ | ગુરૂ નાનકનું ચરિત્ર. | ૦–૧–૦ |
| શાંતિનું સ્થળ. | ૦–૧–૦ | જૈનધર્મ | ૦–૧–૦ |
| મનુષ્યનું ભવિષ્ય | ૦–૧–૦ | મરણ પછીની સ્થિતિ | ૦–૧–૦ |

# જૈન તેમજ જૈનેતર બંધુઓને ખુશખબર.

સર્વ જૈન ભાઇઓને વિનંતી કરવામાં આવે છે કે ગુજરાતનું પાટનગર અને જૈનપુરીના નામથી પ્રસિદ્ધ એવા રાજનગર ઉર્ફે અમદાવાદમાં જૈન ભાઇઓને સર્વ રીતે અનુકુળ થઇ પડે એવું એક પણ જૈન ધર્મનાં પુસ્તકો વેચવાનું ખાતું નહોતું જેથી જૈન ધર્મનાં પુસ્તકો ખરીદનાર બંધુઓને જુદી જુદી દુકાને ભટકવું પડતું, તે છતાં પણ ઘણીકવાર જોઇતાં પુસ્તકો નહિ મળવાથી નિરાશ થવું પડતું. આથી અમે અમારા તથા અમારા જૈન બંધુઓના લાભાર્થે જૈન ધર્મનાં તથા તમામ જાતનાં પુસ્તકો વેચવાનું ખાતું **અમદાવાદ રતનપોળમાં** ખોલ્યું છે.

આ શિવાય દરેક જાતનાં પુસ્તકો છુટક તથા જથાબંધ અમારે ત્યાંથી વ્યાજબી કિમતે મલશે. કામ પાડી ખાત્રી કરવા ભલામણ છે.

દરેક જાતનો સ્ટેશનરી સામાન જેવો કે કાગળ, પેન્સીલ, હોલ્ડર, સ્ટીલો, કાર્ડ, કવર, નોટપેપર, ફેન્સી ડાયરીઓ તથા દરેક જાતનાં પંચાંગો અમારે ત્યાંથી કિફાયતે મળશે.

બહાર ગામથી મંગાવનારે પોતાનું શીરનામું પોસ્ટના નામ સાથે ચોકખા અક્ષરથી લખી મોકલવું.

**અમારે ત્યાં નહિં મળતાં પુસ્તકો વ્યાજબી કમીશન લઇ મંગાવી આપીએ છીએ.**

**લખોઃ-ઇશ્વરલાલ હરજીવનદાસ શાહ.**

**બુકસેલર એન્ડ જનરલ મરચન્ટ.**

રતનપોલ-**અમદાવાદ.**

# પૂર્વના તારાનું મંડળ.

## ( Order of the Star in the East. )

જે છ નિયમો સ્વીકારવાથી મનુષ્ય આ મંડળનો સભાસદ થઇ શકે તે નિયમો નિચે મુજબ છે.

૧ અમે માનીએ છીએ કે **મહાન્ ગુરૂ** જગતમાં થોડા સમયમાં પ્રકટ થશે અને હાલ અમે એવી રીતે જીવન ગાળવા માગીએ છીએ કે જ્યારે **તે** પધારે ત્યારે અમે **તેમને** ઓળખવાને યોગ્ય થઇએ.

૨ અમે આટલા માટે નિરંતર **તેમને** અમારા સ્મરણમાં રાખીશું અને અમારા દરરોજના જીવન વ્યવહારમાં જે જે કામ કરવાનાં આવી પડશે તે તે અમે **તેમના** નામથી કરીશું અને તે કારણસર અમારી પુરતી શક્તિથી કરીશું.

૩ જ્યાં સુધી અમારી સામાન્ય ફરજો આડે નહિ આવે ત્યાં સુધી જેથી **તેમના** આવવાની તૈયારીને મદદ થાય તેવું કોઇ ચોક્સ કામ અમે દરરોજ દિવસના અમુક ભાગમાં કરીશું.

૪ **ભક્તિ, દ્રઢતા નમ્રતા,** આ ત્રણ સદ્‌ગુણોને અમે અમારા જીવન વ્યવહારનાં મુખ્ય લક્ષણો બનાવીશું.

૫ અમે જે સઘળું કામ **તેમના** ખાતર અને **તેમના** નામથી કરવાને પ્રયત્ન કરતા હોઇએ, તે કામમાં અમે **તેમનો** આશિર્વાદ મેળવવાને પ્રાતઃકાળનો અને રાત્રિનો અમુક ભાગ જૂદો કાઢીશું.

૬ ગમે તે પુરૂષમાં મહત્ત્વતા-મહાન્‌પણું જણાય તેને ઓળખીને માન આપવું, તેને અમારૂં ખાસ કર્તવ્ય ગણીશું અને જે અમને આધ્યાત્મિક બાબતોમાં અમારા કરતાં શ્રેષ્ઠ લાગે તેમની સાથે અમારાથી બનતી શક્તિથી કામ કરવાને અમે પ્રયત્ન કરીશું.

**☞ આ મંડળ સંબંધી વિશેષ હકીકત માટે લખો.**

**સેક્રેટરી, થીઓસોફીકલ સોસાયટી.—અમદાવાદ.**

# THREE GOLDEN RULES OF SERVICE.

I Your greatest joy is to tread the Path of Service.

II Know yourself to be but the agent of some force greater than your own which sends the power of Service through you.

III See in others the same Divine nature you yourself possess.

—G. S. Arundale.

---

## સેવાધર્મનાં ત્રણ મહાન સૂત્રો.

૧. સેવાનો માર્ગ એજ પરમ આનંદનું કારણ છે એમ જાણો.

૨. તમે તમારા કરતાં વિશેષ શક્તિવાળા મહાન આત્માની પ્રણાલિકા છો, અને તમારી દ્વારા તે મહાત્મા તરફથી સેવા કરવાની શક્તિ વહે છે, એમ માનો.

૩. જેમની તમે સેવા કરો છો, તેઓ પણ તમારા જેવાજ દિવ્ય આત્માઓ છે, એવી ભાવના રાખો.